# પની અને બીજી વાતો.

[ ટૂંકી વાર્તાઓનો સંગ્રહ. ]







:: સંપાદક ::

ચંપકલાલ મણીશંકર જોશી.

ગુજરાતી સાહિત્યમાં સસ્તોમાં સસ્તી છતાં શ્રેષ્ઠ
પુસ્તકો આપનાર ગ્રંથમાળા એટલે

# કૃષ્ણ ગ્રન્થાવળી.

: : : : : : : : પુસ્તક ૧ લું.

૧ હઝાર પાનાના લગભગ ચારથી પાંચ પુસ્તકો વર્ષ દરમ્યાન આપવામાં આવશે.

૨ વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂપીઆ ત્રણ રહેશે.

૩ દરેક પુસ્તક ઉંચા ગ્લેઝ [illegible] કાગળ પર છપાશે ને તેનું [illegible] રહેશે.

૪ પુસ્તકો આપવાની [illegible] સાચવવામાં આવશે

૫ દરેક પુસ્તકનો વિષય જુદો જુદો રાખવામાં આવશે.

ત્રણ રૂપીઆ મોકલી આજેજ ગ્રાહક બનો.

મુદ્રક.

# અનુક્રમ.










# મારૂં પ્રથમ પુસ્તકાવલોકન.

વિવેચન કરનાર

પ્રોફેસર મંગેશરાય જનાર્દન પાઠકજી

એમ. એ. એલ એલ બી

કેટલાંક વર્ષ પર એક દિવસે ટપાલ દ્વારા મારા પર એક પુસ્તક આવ્યું અને તેની સાથે નીચે મુજબનો કાગળ પણ હતો —

**મહેરબાન સાહેબ,**

આપ રા. પથગશકર છટવાળાને સારી રીતે ઓળખો છો એમ રા. પથગશકર અમને જણાવે છે. અમને તે ન માનવાનુ કાંઇ કારણ નથી। એમણે પોતાનુ પ્રથમ પુસ્તક 'વીર-રમણી' નામનું અમારા પર અભિપ્રાય સારૂ મોકલ્યુ છે અને વળી વધારામાં અમને એમ સૂચના કરી છે કે એ પુસ્તક પર આપનો અભિપ્રાય મંગાવી તે પણ બની શકે તો અમારે છાપવો. અમારે કોની પાસે અવલોકન અમને મળેલા પુસ્તકનું કરાવવું એ અમારી મુન્મશીની વાત છે છતા રા. છટવાળા સાથેના અમારા મૈત્રી સંબંધને લીધે એમને ખોટું ન લાગે તેથી આ પુસ્તક આપના તરફ અમે રવાના કરીએ છીએ

સાહિત્ય ક્ષેત્રરૂપી કુરુક્ષેત્રમા અતિરથી, મહારથી કે છેવટ રથી તરીકે પણ જાણીતા નહિ થયેલા આપના જેવા નવા માણસને તત્રી તરફથી થતુ અવલોકન કરવાનું કામ તો અમે ન જ સોંપી શકીએ, છતાં આપ સાહિત્યનો વિષય લઈ બી. એ. પાસ થયા છો

અને તેથી સારી રીતે અવલોકન કરી શકો એમ આપના મિત્ર રા. પથરાશંકર માને છે અને અમારા પત્રની નીતિ પણ એવી છે કે નવા લેખકોને બનતું ઉત્તેજન આપવુ તે કારણસર આપનું અવલોકન–જેવુ હશે તેવું અમે સળંગ છાપી આપને ઉપકૃત કરીશું।

આપના જેવા અજાણ્યા લેખકને અમારા છાપામાં સ્થાન આપી અમે આપને જાણીતા કરીએ એ અમારા ઉપકાર બદલ અમે આપની પાસેથી કાંઇ ફી લેતા નથી એ અમારો વિશેષ ઉપકાર આપના પર છે! નામના મેળવેલા લેખકોના જ લેખો અમે છપાવીએ તો આપના જેવા અનેક અજાણ્યા લખનારાઓ અમાગ પર અણઘટતી ટીકા કરે છે માટે અમારે આવી પ્રથા પાડવી પડી છે!

લિ૦

ગટરલાલ મોરીલાલ

તંત્રી 'આપખુદ મિજાસ'

આ પત્રની તોછડાઇ જોઇ હું આભો બની ગયો! 'મોરી' તથા 'ગટર'માંથી દુર્ગંધ સિવાય બીજુ કાંઇ ન આવે તે મુજબ મોરીના છોકરા ગટરના કાગળમા અવિનય તથા અસભ્યતા સિવાય બીજું શું હોઇ શકે? 'આપખૂદ મિજાસ'ના તંત્રીનો પત્ર ખરેખરો આપખૂદીભર્યો તથા મિજાસવાળો હતો એ તો ચોકખું જણાઇ આવતુ હતું. હું મારી કારકીર્દીની શરૂઆત કરનારો નાનો સરખો માણસ હોવાથી આવો અપમાનનો ઘુંટડો મારે કડવું મ્હો કરીને પણ ગળી જવો પડ્યો!

આટલો ખરાબ કાગળ આવ્યાથી પહેલાં તો મારો પીત્તો એટલો ખસી ગયો કે કંઇજ અવલોકન ન લખી મોકલવું એવો મેં વિચાર કર્યો પણ તરત વળી વિચાર કર્યો કે કંઇ નહિં લખું તો પથરા-

શંકરને એક તો ખોટું લાગશે ને વળી અજાણ્યો છું તે અજાણ્યોજ રહીશ! ગમે તેમ પણ હું જે કંઇ અભિપ્રાય લખી મોકલીશ તે છપાશે તો ખરો એ વિચાર આવવાથી થોડુંક લખી મોકલવું એમ નિશ્ચય કર્યો.

કોલેજમાં ભણતો ત્યારે કોલેજ મેગેઝીનમા અન્ય વિદ્યાર્થીઓ લખતા તે મુજબ મારી કેટલીક પ્રેમકથાઓ મેં છપાવેલી ખરી, તે ઉપરાંત મેં કંઇ ખાસ લખ્યું નહોતું એટલે પુસ્તકનુ અવલોકન કેવી રીતે કરવું તેની મને કશી ખબર નહોતી. આથી બીનઅનુભવી માણસની સ્વાભાવિક મુંઝવણ મને થઇ પરંતુ સાથેસાથે એમ પણ લાગ્યુ કે આગળ ઉપર સાહિત્યના આકાશમાં સૂર્ય અથવા ચન્દ્ર પેઠે અને તેમ નહિં તો છેવટે ગ્રહ કે તારા જેટલા પણ મારે પ્રકાશવું હોય તો મારે અવલોકનો લખવાની ટેવ પાડયેજ છૂટકો!

આમ એક સત્યાગ્રહી નેતાને શોભે એવી દ્રઢતા ધારણ કરી મેં મારૂં કાર્ય શરૂ કર્યું

સૌથી પહેલા તો એ 'વીર-રમણી' નામનું પુસ્તક હું ત્રણ વખત, અંગ્રેજીમા લખવામાં આવે છે તેમ આગલા પુઠાથી પાછલા પુઠા સુધી આખું વાંચી ગયો! મને તે વખતે ખ્યાલ નહોતો કે મોટે ભાગે અવલોકન કરનારાઓ એક વખત પણ આખું પુસ્તક વાંચતા નથી અને પ્રસ્તાવના વાંચી તથા પાનાંઓ આમતેમ ઉથલાવીનેજ અભિપ્રાયો દીધે રાખે છે!

આ મુજબ ત્રણ વખત આખું પુસ્તક વાંચવા છતાં શી રીતે એની સમાલોચના કરવી તેની મને કંઇ સુઝ પડી નહિ! મારી આ મુંઝવણ મેં એક વિદ્વાન મિત્ર આગળ રજુ કરી એટલે તે કહેવા લાગ્યો કે 'આટલામા ગભરાઇ શું ગયો? પુસ્તકનો લેખક તારો સ્નેહી છે ને? તેનેજ લખી દે કે ભાઈ તારા પુસ્તકની સમાલોચના

તુંજ લખી મોકલ. 'તારો મિત્ર પોતાના પુસ્તકની જે નોંધ લખી જણાવે તેના પર તારી સહી કરી 'આપખૂદ મિજાસ' પર રવાના કરી દે! વિવેચન લખનારા કેટલાક લેખકો એમજ પોલ ધપાવ્યે રાખે છે! પોતાને તકલીફ ન પડે અને વાચનારાઓ પુસ્તક વિષે ઉંચો અભિપ્રાય ધરાવતા થાય કેમકે લેખક પોતાના પુસ્તકનુ પોતેજ અવલોકન લખે તે તો સરસજ લખે ને? વળી તે છપાય જુદા તટસ્થ માણસને નામે!'

આ સાંભળી હું તો આશ્ચર્યચકિત થઇ ગયો પરંતુ મને એ રીત પસંદ ન પડી કેમકે એમ કરતા મારૂં હૃદય મને જરૂર ડખ દેશે એમ મને લાગ્યુ પથરાશંકર પાસે વીર-રમણીનુ વિવેચન લખાવી મારે નામે છપાવવા કરતા તો ભલે કચરા જેવું અવલોકન પણ હુંજ લખુ એ મને વધુ ગમ્યુ.!

હુ આનાકાની કરતો હતો તે જોઇ મારો સાક્ષર મિત્ર બોલ્યો કે, જો તારે અવલોકન તારી મેળેજ તૈયાર કરવું હોય તો હું બીજો સહેલો રસ્તો તને બતાવું જુદા જુદા દૈનિકોમા, અઠવાડિકોમાં અથવા માસિકોમા વારંવાર 'ગ્રંથાવલોકન' મળેલા પુસ્તકો 'ગ્રંથ સ્વીકાર' 'સાભાર સ્વીકાર' એવા અનેક મથાળાઓ નીચે પુસ્તકોની સમાલોચના કરવામા આવે છે તેમાથી તને ખપજોગા થોડાક અવલોકનો વાચી જજે. તેઓ જે રીતે વિવેચન કરતાં હોય તેમા તને યોગ્ય લાગતો ફેરફાર કરી તુ સમાલોચના કરજે એવી અવલોકનની અનુકરણ પદ્ધતિ ગ્રહણ કરવાથી તારી મહેનત ઓછી થશે તેમજ છાપાઓનુ માર્ગદર્શન તારી સમક્ષ હોવાથી ભૂલ થવાનો સંભવ પણ નહિ રહે.'

આમ સાક્ષરની સલાહ મળવાથી મેં તેમ કરવાનુ નક્કી કર્યું. થોડા દિવસ સુધી ગુજરાતી દૈનિકો, અઠવાડિકો તથા માસિકોના વિવેચનમો અભ્યાસ કર્યો અને પછી તેમની આધુનિક શૈલી પ્રમાણે

નીચે મુજબનું અવલોકન તૈયાર કરી 'આપખૂદ મિજાસ'ના તંત્રીને તે છાપવા સારૂ મોકલી આપ્યું એમાં કાંઇ અઘટિત કે અયોગ્ય જણાય તો તે મારૂ નથી પણ આજની છાપાશૈલીનું છે એમ સુજ્ઞ તેમજ 'અજ્ઞ' બધા સહેલાઇથી સમજી શકશે ! જે કાંઇ સારૂ સત્વ હશે તો તે બેશક મારૂજ એમા કાઇ સવાલ નથી !

પુસ્તકનુ બાહ્યસ્વરૂપઃ—

પુસ્તકની લંબાઈ સાઠા છ ઈંચ, પહોળાઇ સાઠા આઠ ઈંચ અને જાડાઇ પોણા બે ઈંચ હોવાથી એનો ઘાટ ખૂબ બેડોળ તથા અનાકર્ષક લાગે છે પુસ્તકની લંબાઇ કરતા પહોળાઇ વધુ હોવાથી, લંબાઇ કઇ અને પહોળાઇ કઇ તે પકડવું મુશ્કેલ થઇ પડે છે, અને પુસ્તકનુ નામ જે રીતે છપાયુ છે તેમજ પાનાઓના ક્રમાંક જે મુજબ છાપ્યા છે એ ઉપરથી લેખકના મનમા ચોપડીની લબાઇ કઇ ને પહોળાઇ કઇ છે તેનો વાચકને ખ્યાલ આવી શકે છે ! મેં ફક્ત આમ ફૂટપટ્ટી લઇને પુસ્તકનુ માપ કર્યું એટલુ જ નહિ પણ એની ચોક્કસ બધી રીતની 'તુલના' કરવી જોઇએ એ આશયથી રીતસર ત્રાજવામા મૂકી પુસ્તકને તોળી જોયુ તો સવાશેર ને એક અધોળ થયુ !

પુસ્તકના પુઠાનો રગ કેવો કહેવો તે એકદમ સમજ પડે એમ નથી. દૂનીયા જેમ બહુરગી ગણાય છે તેમ આ ચોપડીનુ પુઠુ પણ બહુરગી છે ! વધુ સરખામણી કરવી હોય તો એમ જણાવી શકાય કે કેટલાક માણસો રાતી પાઘડી પહેરતા હોય ને તે પછી વર્ષો સુધી રગાવી ન હોય ત્યારે જેવા ભોઠા પડી ગયેલા રગની તેમજ ધાબાવાળી બની જાય છે તેવા 'અવર્ણનીય રંગનું' પુઠુ આ પુસ્તને શોભાવે છે ( કે બગાડે છે ? ) પુઠા પર પુસ્તકનું તથા લેખકનું નામ સોનેરી અક્ષરે છપાવ્યું છે તેમજ ઉપરની

ડાબી બાજુએ ગેરુ વેવ પાડેલી છે. પુસ્તકમા ૨૮૭ પાનાં મૂળ નવલકથાના છે અને પુસ્તકની શરૂઆતમાં તથા છેવટમા તેમજ વચ્ચે વચ્ચે અક્કેક બબ્બે પાનાને અંતરે લગભગ ૩૩૧ પાનાં ફક્ત જાહેર ખબરનાં છે! આમ લેખક પોતાની પ્રસ્તાવનામાં જણાવે છે તેમ પુસ્તકમાં કુલ ૬૫૦ પાનાં છે ખરા પણ નવલકથાનાં તો તેમાથી અડધા પાના પણ નથી! આવી રીતે ૬૫૦ પાનાંની નવલકથા કહી લોકોને છેતરવા એ તદ્દન શરમભરેલી બાબત છે. વીરરમણીની વાર્તા વાંચતી વખતે સારી મીઠાઇ ક્યાં મળશે, મુંબઇમાં કઇ હોટલમા ઉતરવું, ધોળા તથા ટુંકાં વાળ કાળા તેમજ લાંબા કેવી રીતે કરવા, હાથની રેખાઓ તથા જન્માક્ષર ક્યાં બતાવવા, પગ માટે જોડા કયાથી લેવા વગેરે અનેક પ્રકારની જાહેર ખબરો વચમાં વચમાં અનિચ્છાએ પણ વાચવા મળે છે! આમ મૂળ નવલકથાનાં લગભગ ૨૯૦ પાનાં અને જાહેરખબરનાં લગભગ ૩૩૦ પાનાં મને ધ્યાન છે ત્યાં સુધી મેં કોઇ પુસ્તકમાં જોયાં નથી. ખાનગી પુસ્તકમાં આમ છાપાંની માફક આટલી બધી જાહેરખબર છાપવી એ ઘણું વિચિત્ર છે. રા. પથરાશંકરને નવલકથાના ખર્ચ કરતા બમણા પૈસા આટલી જાહેરખબર છાપવાથી જ મળી ગયા હશે. ચાલુ જમાનાની પ્રથા મુજબ અમુક કામ પહેલું કરનારને ઇનામ આપવું હોય તો રા. પથરાશંકરને વાર્તા કરતાં વધારે પાનાં જાહેરખબરનાં છાપનારી પહેલી ગુજરાતી ચોપડીના લેખક તરીકે સાહિત્યપરિષદ્ કે સંસદ્ કે ગુજરાત સભા કે ફાર્બસ સભા તરફથી ચાંદ મળવો જોઇએ!

સામાન્ય રીતે લેખક જો પુસ્તક કોઇને અર્પણ કરે છે તો તે અમુક રીતનાં ઉંચા દરજ્જાના માણસને અર્પણ કરવામાં આવે છે તેને બદલે ઘાસ તથા લાકડાંના દુકાનદાર કોઇ અજાણ્યા રા. કચરાલાલ અમથાશંકરને આ પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે!

વળી લેખક જો કોઈ પાસે પુસ્તકનો ઉપોદ્‌ઘાત લખાવે છે તો તે ઉપોદ્‌ઘાત લખનાર મૂળ લેખક કરતાં વધારે જાણીતો ને સાહિત્યમાં વિશેષ માન પામેલો હોય એવો સ્વાભાવિક ધારો હોય છે. આ પુસ્તકમાં તે નિયમનો પણ ભગ કરવામા આવ્યો છે કેમકે રા. પથરાશંકર કરતાં લેખક તરીકે કોઇ પણ રીતે વધારે નહિ જાણીતા થયેલા ને વળી એક નાની સરખી હોટલ ચલાવનારા રા કડવાશકર પૂંજાએ ઉપોદ્‌ઘાત લખ્યો છે ! હોટલના કેટલાક માલીકોને હોટલમા ખુરશી ટેબલ પર નવરા બેઠા બેઠા કચરા જેવી નવલકથા વાંચવાનો શોખ હોય છે તેવા કોઇ સ્નેહી હોટલ માલીકને પુસ્તકો વાચતો જોઇ સાક્ષર ધારી લેવાની ભૂલ પથગશકરે કરી લાગે છે, નહિ તો વળી રા કડવાશંકર પાસે કોઇ ઉપોદ્‌ઘાત લખાવે ખરૂ ?

જે પ્રેસમા આ પુસ્તક છપાયું છે તે વિષે થોડુંક લખવું અસ્થાને નથી. મુબઇમા આવેલા 'કુંભકર્ણ પ્રેસ'માં આ પુસ્તક છપાયુ છે. આ પ્રેસથી અમે તદન અપરિચિત છીએ પરતુ આ પુસ્તક છાપતી વખતે પોતાનુ 'કુભકર્ણ' નામ પ્રેસે બરાબર સાર્થક કર્યુ છે ! કુભકર્ણે જેમ ઇદ્રાસન માગતાં નિદ્રાસન ભૂલમાં માગી લીધુ હતુ ને તેથી તે ઉંઘ્યાજ કરતો હતો તેમ આ પ્રેસના માલીક તેમજ કમ્પોઝીટરોએ માંગ્યુ શુ હશે એ તો તેઓ પોતે જાણે પણ એમને નિદ્રાસન મળ્યુ છે એમ તો આ પુસ્તક વાચનાર પહેલી નજરે કહી શકશે !

પહેલુ તો એ કે પુસ્તકના કાગળ ઘણાજ પાતળા છે ને તે એન્સાઇકલોપીડીયા બ્રીટાનીકાની કેટલીક આવૃત્તિઓ જેવા સુંદર તથા સગીન પાતળા હોય તો જુદી વાત આ પુસ્તક વિષે લખતા એવી મહાન્ એન્સાઇકલોપીડીયાને સાથે યાદ કરવી એ પણ એક ગભીર ભૂલ છે. રા. પથરાશંકરના પુસ્તકના કાગળો

છાપાંને 'સચિત્ર' કહે છે. તેની સાથે ખરખાવવા જેવી આ બાબત થઇ ખરી !

આ બધું જોતા નવલકથાની કીંમત રૂા. ૪-૧૧-૮ ઘણીજ આકરી કિંમત કહેવાય. વળી આ રીતે આના તથા પાઇમા કીંમત મૂકી લેખક વાચકોને છેતરવા માગતા લાગે છે. રૂા ચાર કે રૂા. પાંચને બદલે આવી કિંમત રાખવી એટલે જાણે બહુ બરાબર તોળીતોળીને કિમત રાખી હોય એમ લાગે, જ્યારે ખરૂ જોતા ભાગ્યેજ આ ચોપડીની કિમત બજારમા ચાલુ દર પ્રમાણે અને એના આખા 'ગેટ-અપ' અનુસાર રૂપીઆ દોઢ કે બેથી તો વધુ નજ હોઇ શકે! ગુજરાતી ભાષા વાચનારની આજની આર્થિક સ્થિતિ જોતા આ રીતની ચોપડી માટે આટલી કિંમત ઘણીજ ભારી કહેવાય આના પાઇમાં કિમત મૂકી પ્રમાણિકપણાનો ખાલી દંભ કરવામાં આવ્યો છે ! પરંતુ રૂપીયાનો આંકડો એટલો મોટો રાખવામાં આવ્યો છે કે આ પુસ્તક ખરીદનાર કોણ નીકળશે તે કલ્પવું મુશ્કેલ છે !

પરંતુ એક રીતે આ મોઘી કિંમત ગુજરાત માટે ઇષ્ટાપત્તિ સમાન છે. 'વીર-રમણી' જેવું હલકી કોટીનું પુસ્તક ગુજરાતમા પ્રચાર ન પામે એમ હુ ઇચ્છું છું ને એની વધુ પડતી કિંમતને લીધે એની ખપત બહુજ ઓછી થશે તે જાણી મને ખૂબ સંતોષ થાય છે !

પુસ્તનું અંતરગઃ—

આ નવલકથાનું વસ્તુ કેવું છે તે વિષે લખતાં પહેલા ચાલુ અવલોકન પદ્ધતિ પ્રમાણે પુસ્તકની આખી વાર્તાજ ટૂંકામા પહેલાં રજુ કરવી ઠીક થઇ પડશે.

આ નવલકથાનું નામ વીર-રમણી છે તેથી વાચતા પહેલાં મને એમ લાગ્યું હતુ કે એમા ક્યાં તો રાણી લક્ષ્મીબાઇ કે અહલ્યાબાઇ અથવા જોન ઓફ આર્ક કે ચાંદબીબીની વાર્તા આપી

હશે. પરંતુ આ વાર્તામાં એવું કાંઇજ નથી! વીરશબ્દ વાર્તાનાયક વીરસિંહને સંબોધીને યોજાયો છે અને વાંચક કદાચ એમ માને કે કંઇ વીરતાભર્યો પ્રસંગ પુસ્તમાં આલેખવામા આવ્યો હશે પણ એવો એક પણ બનાવ આ પુસ્તકમાં નજરે પડતો નથી.

વાર્તાનાયક વીરસિંહ ગરીબ, કદરૂપો ને યુવાન છે. રમણી નામની એક ગર્ભશ્રીમંત સ્ત્રીને એ ચાહે છે. વીરસિંહ કેટલાક બદમાશોને સમજાવી તેમની મારફત રમણીને જંગલમાં ઉપડાવી જાય છે. વીરસિંહ પોતે રમણીને ઉપડાવી જતી વખતે હાજર નથી રહેતો બદમાસો રમણીનાં ઘરેણાં જંગલમાં કઢાવી લે છે તે વખતે વીરસિંહ તથા તેના મળતીયા બદમાસોની, આગળ થએલી સંતલજ મુજબ વીરસિંહ આવી પહોચી રમણીને બહાદુરીથી બચાવે છે ને બદમાસો નાસી જાય છે! અહીં વાચકને એમ લાગે છે કે યુદ્ધ થવાનુ કે શુ તેને બદલે નવાઇ જેવું એ બને છે કે વીરસિંહ દાખલ થાય છે કે તરતજ હસવું આવે એવી રીતે બદમાસો કંઇપણ દેખીતો સામનો કર્યા વગર ભાગી છૂટે છે!

આમ રમણી તથા તેના બાપ પ્રકાશચંદ્રને વીરસિંહ ઉપકાર વશ બનાવે છે! આ બનાવ પછી રમણીને વીરસિંહ તરફ કંઇક પક્ષપાત થાય છે. પણ રમણીનો બાપ વીરસિંહની જાળમાં ફસાવા ના પાડે છે અને રમણીને વીરસિંહે બચાવી તે બદલ રમણીનો બાપ થોડાક પૈસા આપી દઇ ઉપકારમાથી છૂટવા માંગે છે જેની વીરસિંહ ના પાડે છે કેમકે એને તો 'રમણી' રૂપી લક્ષ્મી જોઇતી હતી પણ લક્ષ્મી રૂપી રમણી નહોતી જોઇતી! વીરસિંહ ગરીબ છે એ પ્રકાશચંદ્ર જાણતો હતો એટલે જે ઘરમા લક્ષ્મી ન હોય તે ઘરમા ફક્ત ખાલી 'કુળલક્ષ્મી' તરીકે પોતાની છોકરી રમણીને મોકલવા તે તૈયાર ન હતો!

જણાવેલી મુશ્કેલીઓ જ છે, નહિતર હું તો બે દિવસમા બીજી અનેક ઉપાધિઓ સાથે ૩૦૦ પાનાનું પુસ્તક ખુશાથી વાચી પુરૂ કરી નાંખું છું.

આ નવલકથા વાંચવા સાથે મારાં અવલોકન છપાવવાની મારી લોભવૃત્તિ સંકળાયલી ન હોત તો એ કથા અધુરી જ હું વાંચત! અહભાવને લીધે મનુષ્ય કેટલો અધોગતિ પામે છે તે મેં આ પુસ્તક ત્રણ વખત વાચ્યું તે પરથી મને જ ચોકખું જણાઇ આવે છે!

ઉપરાત, પ્રકરણોને એકએક સાથે કંઇ ખાસ સબધ નથી. જેમ આવ્યાં તેમ પ્રકરણો પૂર્વાપર સંબંધ જોયા વગર લખી દેવાયાં છે.

પુસ્તકની ભાષા ઘણી જ નિર્માલ્ય તથા કઢંગી છે ગમેતેમ ખોટા સંસ્કૃત તથા ફારસી શબ્દોનો અશુદ્ધ ઉપયોગ ઠેકઠેકાણે નજરે પડે છે. સામાન્ય વપરાસમાં નહિ એવા અનેક શબ્દો નકામા વાપરવામાં આવ્યા છે. મને એટલે સુધી લાગે છે કે લેખક પહેલાં સાદી ભાષામા લખી જતા હશે અને પછી ફરાથી જોઇ જતી વખતે શબ્દકોષ પાસે રાખી સાદા શબ્દોને બદલે બને તેટલે સ્થળે વધુ અઘરા શબ્દો જાણી જોઇને ભાષાનું આડંબર વધારવા મૂકતા હશે!

રા. પયરાશંકર જેવા લેખક પાસેથી ભાષા શૈલીની આશા રાખવી એ ઘણુંજ વધારે પડતું છે. કેમકે એઓ શુદ્ધ વ્યાકરણ બદ્ધ ગુજરાતી પણ સમજ પડે એવી રીતે લખી શકતા નથી. આથી એમની શૈલી વિષે લખવું મને નિરર્થક લાગે છે. એમની ભાષા ઘણીવાર પૂરી 'ગુજરાતી' જ નથી હોતી!

લેખકનું લખાણું લેખકના પોતાનાં કરતાં વધારે સારૂં હોઇ શકે નહિ એ સૂત્ર પ્રમાણે મને આ નવલકથા વાંચી ખાસ આશ્ચર્ય

થતું નથી. મારા આટલા વર્ષના પરિચયમાં મેં રા. પથરાશંકરને કોઇ દિવસ લેખક તરીકે કલ્પ્યા પણ નહોતા તે ઓચીંતા લેખક તરીકે બહાર પડ્યા છે તે દમ વગરનુ લખે એ સ્વાભાવિક છે!

નવલકથાના આમુખમા ગુજરાતી ભાષાના સાહિત્યના સામાન્ય દારિદ્રની વાત લખવામાં આવી છે. જાણે આ પુસ્તક પ્રકાશનથી આખા ગુજરાતી સાહિત્યની દરિદ્રતા મટી જવાની ન હોય! આવુ આવું 'આમુખ' મા લખ્યુ છે તેથી 'આમુર્ખ' એમ કહેવાનું મને તો મન થઇ ગયું ને દરેક વાચકને પણ એજ વિચાર આવશે. છેવટના ઉપસહારમા પુસ્તકનો મોટો સંહાર કરી નાખવામા આવ્યો છે, કારણ કે રમણીના અવસાનની બાબત તેમજ વીરસિંહના બીજી વખતના લગ્નની ચર્ચા જે આ નવલકથામા બીલકુલ આવશ્યક નથી તે ઉપસહારમા રજુ કરવામા આવી છે!

ટૂકામા, લેખકનું લખાણ એટલું ખગબ છે કે સપૂર્ણ અહિસાત્મક સત્યાગ્રહી પણ હિંસાવાદી બની જઇ લેખકને એની લખેલી ચોપડી એનાજ માથા પર મારવા પ્રેરાય!

અંતમાં, ભગવદ્‌ગીતાના નીચેના શ્લોકો પ્રત્યે હું રા પથરાશકરનુ ધ્યાન ખેચુ છુ.

**स्वे स्वे कर्मण्यभिरत: संसिद्धि लभते नर: ।**

(પોતપોતાના સ્વાભાવિક કર્મોમા મચ્યો રહેનાર પરમ સિદ્ધિને પામે છે)

**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

સ્વભાવનિયત કર્મ કરનારો પાપને પામતો નથી)

નવલકથા લખવી એ રા. પથરાશંકરનું સ્વભાવાનિયત કર્મ નથી એમ આ પુસ્તક વાચતા મને ચોક્કસ લાગે છે ને તેથી નવલકથા લખવી એ—ગીતાધર્મ પ્રમાણે—રા. પથરાશકર માટે પાપ સમાન છે. વળી એમનું આ સ્વાભાવિક કાર્ય ન હોવાથી

એ બાબતમાં અનેક જન્મો પછી પણ એમને નવલકથાકાર તરીકેની 'સિદ્ધિ' 'સંસિદ્ધિ' અથવા 'પ્રસિદ્ધિ' મળશે કે નહિ એ મને સંયશભરી બાબત લાગે છે.

લેખકના એક સ્નેહી તરીકે હું એમને મિત્રતાભરી સલાહ આપું છું કે સારા લેખક થવાનાં સ્વપ્ન એમણે ન સેવવા અથવા ભલે એવા સ્વપ્નાં સેવે પણ તે મુજબ વર્તન કરવાનો કોઇ દિવસ એમણે પ્રયત્ન ન કરવો ' આ એક પુસ્તક લખવાની ભૂલ એમનથી થઇ ગઇ પણ હવે બીજુ લખવાની ભૂલ ન કરે એમ હું હૃદયપૂર્વક સુચવું છું પુસ્તકપ્રકાશનથી એમની મહેનત નિરર્થક નીવડશે, પૈસાની બરબાદી થશે ને વધારામાં ગુજરાતી સાહિત્યમાં કચરાની ટોપલીને સ્વાધીન કરવાના પુસ્તકોમાં ફક્ત ઉમેરો થશે ' ટૂંકામાં, કેટલીક વખત જેમ બોલવા કરતા મુગા રહેવામાં ઘણા ગુણો રહેલા હોય છે તે પ્રમાણે આ પુસ્તક લખાયું તેના કરતા ન લખાયું હોત તો વધુ ઠીક હતુ. સાહિત્ય ક્ષેત્ર માટે પોતે તદન નાલાયક છે એમ રા. પથરાશંકર જેટલુ વહેલું સમજે તેટલું તેમના પોતા માટે, વાંચકો માટે તેમજ ગુજરાતી સાહિત્ય માટે વધુ સારૂ!

આ અવલોકન લખવા પુરતી મેં એમની નવલકથા સાચવી રાખી હતી. હવે આજે મારૂં વિવેચન મેં પુરૂ લખી નાખ્યું છે એટલે મેં એ પુસ્તક મ્યુનિસિપાલીટીની કચરાની પેટીમા નાખી દીધુ છે અને અન્ય વાંચકોને પણ આ સમાલોચના લેખક તરીકે મારી એજ સૂચના છે કે તેમણે પણ એમજ કરવું! (સંપુર્ણ)

---

* આ લેખમાના નામો—વ્યક્તિના, છાપાના તથા પુસ્તકના તદ્દન કલ્પિત છે. કોઇ પણ અસ્તિત્વ ધરાવતી ચોપડી કે વ્યક્તિને ઉદ્દેશી આમા કઇ પણ લખવામાં આવ્યું નથી.—લેખક.

# અનામિકા.

## શ્રી ઉમાશંકર જોષી.

લલિતા પરણીને સાસરે આવી અને થોડા વખતમાં જ એને કાને અનેક અવાજો અથડાવા લાગ્યા. "એ તો આગલી વહુની પેઠે આને પણ મુંબઇ જ લઇ જશે" લલિતા પાણી ભરીને આવતી હોય ને પાછળથી એને સંભળાય એ રીતે, એને સંભળાવવાની ઇચ્છાથી જ, વાતો ચાલતી હોય. બીજું કોઇ કહે, "તે લઇજ જશે તો તને અદેખાઇ આવતી હશે." લલિતાનું મોઢું આવું આવું સાંભળે ત્યારે મલકાઇ જતું. "તે પેલી આગલી વહુ ગઇ'તી તે શું લાડવો પામી?"

લલિતાને આવુ સાંભળે ત્યારે બહુ રીસ ચડતી બીજીઓને આટલી બધી પોતાની શી પડી હશે? વિચાર કરતી કરતી એ ઘેર આવીને બેડું ઉતારી પહેલીવારની વહુના પૂજાના ગોખલા ઉપર જ છબી લટકાવેલી હતી તેની તરફ થોડીકવાર જોઇ પણ રહેતી. એની પણ આ લોકો આમ જ અદેખાઇ કરતા હશે ને? આખું ગામ ફરી વળો કોઇને ઘેર બૈરાંમાણસનો ફોટુ છે? પછી સૌની આંખમાં આવે જ ને? તેમાં વળી મુંબઇ શહેરમા તો શીની શી લહેરો કરી હશે એ યાદ કરી કરીને તો લોક બળીને ખાખ જ થઇ જાય ને!

બિચારી એ તો નાનપણમા મરી ગઇ નહીંતર એને તો આ લોક પીઠ પછવાડે કપડાના મેલ ધુવે એની શી યે પડી હતી?

કેવી એ તો એના વરની પડખે 'લપ્પાઇને' બેઠી છે! બાઇ સાહેબને પટ દઇને ખુરશી પર બેસી જતા શરમે આવી છે? શા માટે આવે? કાઇ એ પારકા ઓછા છે? આમ કરતા કરતા 'એ' ઉપર આવીને ગાડી અટકી જતી, પોતાના 'એ'ને એ જોઇ રહેતી ને કોઇનો કશોય વાંકોચુંકો શબ્દ એને સાભરતો સરખો નહિ, ખુચે તો પછી કયાંથી?

થોડા દિવસ પછી લલિતાને પિયરમા પિત્રાઇના લગ્ન પ્રસંગ ઉપર જવાનું થયુ. એના વર ચીમનલાલ નોકરીયાત માણસ. એને ઝાઝી રજા મળે નહિ. માડ માડ ઇન્ટર સુધી પહોચી કયાંક ભાઇ-બધોની શીફારસ લગાડી એકમા કારકુની મેળવી હતી ને એકવાળા તે માણસને લગનના લહાવા લેવા દેતા હશે? લલીતાએ વરની માયા મમતાની મીઠાસ જોઇ હતી. એટલે વીયોગનો આ કડવો ઘુંટડો ગળી ગઇ. ચીમનલાલે લલિતાને પીયર પહોંચાડી, જતાં જતા કહ્યુ હતું મહિનોક રહીને રવિની રજામાં આવીને તને લઇ જઇશ. લલીતાને મોઢે શરમના શેરડા આવી ગયા. 'તમેય શું? હું તો, મારે અહીં જ સારી.'

છતા લલિતાના કાનમાં એ શબ્દો ગુજી રહ્યા. એ શબ્દોનો અર્થ આકર્ષક હતો એથી નહિ, પણ એ એના શબ્દો હતા માટે ચીમનલાલના મમતભર્યા અવાજની સ્મૃતિમા એના દિવસો એક પછી એક એમ જવા લાગ્યા.

અઠવાડિએ દસ દિવસે મુબઇથી કાગળ આવ્યો કે કોઇ સારો સંગાથ જોઇને લલિતાને મોકલી આપવી. લલિતાનાં માબાપ કંઇક તૈયાર હતાં એમ કહી શકાય પણ કાકાએ વચમાં ભીંડો રોપ્યો.

"એની શોકય તે ય મુંબઇ જ ગઇ'તી તો! ત્યાં પરદેશમા દીકરીનું કોણ? શી ખબર શેને લીધે એ મરી ગઇ?" લલિતાની

માનું પણ, સાભળીને, કાળજું ફફડી ગયું. લલિતાના પિતા બોલ્યા, "તો હાલ ને હાલ મોકલવાની ઉતાવળે શી છે?"

પણ એમનો કંઇ જવાબ ન આવેલો છતાં પંદરવીસ દિવસ પછી એક રવિવારે સવારની ગાડીમાં ચીમનલાલ નીકળી આવ્યો અને તે ને તેજ દિવસે સાજે, 'કાલે બેંકમા ન પહોચાય તો નોકરીજ જાય તો!' કહીને, લલિતાને તેડી ચાલતો થયો ત્યારે સૌએ રાજીખુશીથી જ એને મોકલી હોય એવુ વાતાવરણ ફેલાયું. "ભગવાને મુઓ સૌને આવા જમાઇ આલતો હોય તો!" એક ડોશી ઓટલેથી બોલી, ત્યારે લલિતાના કાકા સુદ્ધાંની છાતી ગર્વથી ફુલાઇ

મુબઇમાં આવ્યા ને સગાંસાગવાથી દુર બઝારગેટમાં ચીમનલાલે રાખેલી બે ખોલીમાં રહેવા લાગ્યા. બે તો કહેવાની રસોડા તરીકે વાપરી શકાય એવો થોડોક ભાગ મુળ ઓરડીને છેડે હતો એ જ. છતા ચીમનલાલે છટા મોટા લાટ સાહેબ જેવી કરી દીધી હતી સ્વચ્છતા અને ટાપટીપ ઉડીને આખે વળગે એવા હતાં. નાનકડા રસોડાની ભરચક દુનિયા પણ ઓછી આકર્ષક ન હતી. લલિતાએ ચા ની તપેલી ઉતારતા ઉતારતા ચીમન છળી ઉઠે એવી ચીસ પાડી, 'આ તમારી વગણાગી સાડલીથી તો તપેલીય પકડાતી નથી હમણાજ પગ દાઝી જાત' અને ચાના રકાબી પ્યાલાના રંગ ને ચિત્રામણુ જોવા તો એનુ મન તલપાપડ થતું હતુ, પણ ભાગી જવાની બીકે બિચારી પુરો હાથ અડકાડી શકતી ન હતી

પહેરવા ઓઢવામાં પણુ લલિતા તરતજ શહેરનું માણસ થઇ ગઇ. ચીમને કપડાં આણી રાખેલાંજ હતાં. ઉંચી બાયનાં બ્લાઉઝ શીવડાવી આપવા માટે ચીમન લલિતાને લઇ ગયો ત્યારે તો એ શરમથી અર્ધી થઇ ગઈ, કેમે કરી એ કપડાં લલિતા પહેરેજ નહિ છેવટે ચીમનનો આગ્રહ ફળ્યો. અને નવાં કપડામાં કબાટના મોટા

ચાટલા આગળ લલિતા ઉભી રહી ત્યારે એ પોતે જ પોતાને ઓળખી શકી નહિં. ચીમન મલકમલક થતો હતો. લલિતાનું મન ભોળું હતું એવી જીભ છુટી હોત તો હોઠે આવી રહેલા શબ્દો—"લલી ઘેર સેં'કે ?"—એમ પોતાને પુછ્યા વગર રહેત નહીં. ચીમન તરફ જોઇને એટલુંજ બોલી. 'રાજી થયાને હવે ?'

બન્ને જણ ખરેખર લ્હેર કરતાં હતાં પાડોશમાં રહેનારાં પણ આ કલ્લોલ કરતા પંખીઓને બે ઘડી જોઇ રહેતાં. સાંજે ચીમન ઓફિસ પરથી આવતો એટલે ઝટઝટ જમીજુઠીને બંને ફરવા નીકળી પડતાં. ચર્ચગેટને રસ્તે માણસોની ઠઠ વચ્ચે, અમે પણ છીએ એવું ભાન સેવતાં પોતાની મસ્તીમાં ચકચુર રહેતા. શનિ રવિએ એકાદ સિનેમા પણ હોયજ.

ચીમનનો કોલેજ સમયનો એક મિત્ર કોઇ સિનેમા સ્ટુડીઓના પ્રકાશન ખાતામાં કામ કરતો હતો. એટલે અવારનવાર કોઇ કોઇ સિનેમાના મફત 'પાસ' પણ લઇ આવતો. પોતે એકલો અલગારી હતો એટલે ઘણીવાર "દોસ્ત ચીમન"ના નવા ગૃહસ્થાશ્રમને છાંયડે આવી બે ઘડી બેસતો યે ખરો. 'આ મારો મિત્ર મહેન્દ્ર' એમ કરી અત્યારની ઢબે ચીમને તેના ઓળખાણ કરાવી હતી. 'અને આ મારા મિસીસ.' સાંભળીને લલિતાથી હસતાં હસતાં બોલાઇ જવાયું, 'હું કાંઇ અંગ્રેજણ ઓછી છું ? કે પછી હું સમજું નહિ એમ આળ દેતા હશો.' મહેન્દ્ર થોડામાં જ પામી ગયો કે ચીમને ગયા ભવમાં પાંચે આંગળીએ ભગવાન પૂજ્યા હશે. બાઇ સાક્ષાત્ દુર્ગા છે.

દેશી પરદેશી ગમ્મે તેવી ફિલ્મ હોય તો યે બંને જોવા જતાં. ચીમન પુછે કે તને સમજ પડતી લાગે છે, નહિં તો આ અંગ્રેજીમાં તું જોવા આવે શેની ? એની ટેકડીનો જવાબ લલિતા હસીને

આપતી, પણ ઘેર એકલી બેસી રહું એ કરતાં અહીં તમારી પાસે શી ખોટી છુ ? સાભળીને ચીમન ધન્યતા અનુભવતો.

એક વખત હોલીવુડનું કોઇ ચિત્ર જોઇ આવ્યા પછી ચીમને લલિતાને ચીડવવામા કાંઈ બાકી ન મુકી ચિત્રમા પેલી સુદર નાચ કરતી હતી તે નટી જોડે તે લલિતાને સરખાવીને એને ચીડવતો હતો લલિતાએ પહેલા તો સાભળ્યા કર્યું. પણ પછીથી જોયું કે હસીનેજ જવાબ આપવામા સાર છે એટલે બોલી, "પણ એ તો પછી બસ તમારી સામેજ તાકીને ટકટક જોયા કરતી હતી અને ખડખડ હસતી હતી. બળ્યું મને ગામડાનીને તે એવું જોતાં ય ક્યાંથી આવડે ને તમારે તો ઘણુંય મન હોય પણ એવું—દાંત ગણી લો એવું—હસતા ય કયાથી ફાવે?' પણ ચીમને એ વાત પડતી મુકી નહિ. એ તો કહે જ ગયો કે ફ્રોક પહેર્યું હોય તો લલિતા ય એવી જ લાગે; ને બનેની મોઢાની મોકળાશ એકજ સરખી જોઈ લો; અને આખો ? મારી લલિતા જેવી આખો કોઈની નહિ હોય એમ માનતો હતો પણ અમેરીકામા જતી કોઇની સરખી નીકળશે એ કોણ જાણી શકે? લલિતાએ ટુંકું પતાવ્યું, પણ તમે સો માં નવ્વાણુની જ ભુલ કરો છો ને ? એ લોક તો ગોરા ગોરા ગટ, ને હું તો સાવ કાળીફૂબડી! એ ય જોતા નથી? આપણાં ગામડીયાં હોય છે એટલી ગોરી પણ ભગવાને મને કરી હોત તો હજી માનત કે તમે સાચું કહો છો. પણ ચીમન ચીડવવામાં પાછો પડે એમ ન હતું. કહે કે સિનેમામાં કયા રંગ દેખાય છે. જો ને એકવાર પેલા પારસી દોસ્ત પેસીને બગલે વરસોવા જઇએ ત્યારે એની બેનોમાથી કોઇનો ને કોઈનો મડમશાઇ વેશ તને બેસતો આવતો પહેરાવી દઇને બતાવું છુ કે નહિ! લલિતાએ હાર કબુલી. જાણે પોતે એ પોષાકમાં સજ્જ થવાની તૈયારીમા હોય તેમ એ મૃદુ કઠે બોલી, "પણ પેલીનો આદમી પટપટપટપટ કરતો'તો

એમ તમે ય કરશો તો બધ્ધુ હું કંઇ એ સમજીશ નહિં. સીધુ બોલતાં ન આવડે તો તમે તમારે નાચ્યા કરજો ને!" ચીમન હોલીવુડના પેલા અભિનેતાના કૃત્રિમ નાટકિયા આનંદ સાથે પોતાના અહોભાગ્યને સરખાવતો સુખસમુદ્રમા સેલારા લેવા લાગ્યો. ઇન્ટર સુધીમા શેલી બાયરન ને હાર્ડીઝ શાકુંતલાદિનો સ્વાદ યત્કિંચિત ચાખ્યો હતો. આજે એને બધા સ્વપ્ન સિદ્ધ થયા લાગ્યાં.

ચીમનની ચકોર રસદ્રષ્ટિએ ભુલથાપ ખાધી ન હતી એ અઠવાડિયામા જ લલિતાને પણ સમજાયુ. નહિં તો એક પ્રેમીના લવારામા જ, પોતાની પ્રેમીકાને ઉર્વશી ગણવાની અનીવાર્ય લગનીમા જ, ચીમનની વર્તણુકની પણ ગણના થાત. એક સાંજે વીનસ સ્ટુડીઓમાં બને ફોટો પડાવવા ગયા, ચીમન 'જો આમ બેસ!' 'જરી છેડો એમ રાખ' 'સામું જો!' વ. સુચનાઓ વરસાવતો હતો ત્યારે લલીતાનુ તો હૃદય ફડફડ કાંપતુ હતુ ચોરી કરતી હોય એમ ચારેકોર એની નજર ફરી વળતી; કોઈ જોઇ તો નથી જતુ ને! પણ નિર્ભીક ચીમનની પ્રસન્ન મુખમુદ્રા જોઇ એનામા કઇંક સ્વસ્થતા આવી. એની પડખે પોતે બેઠી છે; દુનિયા રહી દુનિયાને ઘેર અત્યારે પોતે પોતાના પ્રેમી પાસે બેઠી છે એ ભાનથી એ ઘડીએક માટે પરમ સુખસમાધિ અનુભવી રહી 'ટક' અવાજ સાથે ફોટોગ્રાફરે વિનયથી કહ્યું, 'તકલીફ માફ કરજો, બાનુ' ને ચીમન તરફ વળીને બોલ્યો, 'ચાર દિવસ રહીને લઇ જશો... સાહેબજી!'

ચાર દિવસ રહીને ચીમન જ નહિ, બંને જણાં લેવા ગયા. તે દિવસની ચીમને તો ઉત્સવદિનની પેઠે ગહ જોઈ હતી. જો કે લલિતાને તો ભયની ને પતિના આનંદને લીધે આનંદની લાગણી હતી. ચીમન કહે, 'ફરવા આવીશ ને?' પછી ફરવા દૂર ચાલ્યા

જવાયુ. સ્ટુડીઓ પાસેજ હતો. માંડમાડ લલિતાને સમજાવી સાથે લીધી. 'અરે તમને લાજે નથી આવતી ? ભરી બજારમા આપણો ભેગો ફોટુ મને બતાવવા નીકળ્યા છો તે !'

સ્ટુડીયો પર ગયાં. માલીકે નકલો મંગાવીને આપી. બંનેજણાં જોતાં હતાં ને ધીરેથી લલિતાનો ભીરૂ અને ચીમનનો પ્રસન્ન અવાજ પ્રશંસા રૂપે નીકળતો હતો. ચીમન બતાવત્રા કરતો હતો ને લલિતા તો ભીંતે ટીંગાડેલાં ચિત્રો જોઇ રહી હતી. માલીકનું આ યુગલ ભણી ધ્યાન ખેંચાયું. ફોટોગ્રાફ જોતા એ સ્હેજ ચોકયો. મિસ્ટર, આપશો જરી ?' કહી ફોટોગ્રાફ તપાસીને બોલ્યો, 'તમને વાંધો ન હોય તો આ ભીંતે સારા જોઇને ફોટોગ્રાફ અમે ટીગાડીએ છીએ તેમાં આ પણ ટીંગાડીએ.' લલિતા ભીંત પરનાં ચિત્ર જોતી હતી પણ એના કાન આ બધું સાભળી રહ્યા હતા. ચીમન કશું બોલે એ પહેલાં માલીક તેને અંદર લઇ ગયો અને ફોટાગ્રાફની કિંમતમા ભારે ધટાડો કરવાની લાલચ પણ આપી. બહાર આવીને લલિતાને પુછવા જતો હતો ત્યા એ બોલી 'એમાં મને શું પુછવાનું વળી ? ફાવે તે કરોને ! ચીમન બોલ્યો 'ભાવમાં થોડુ ઓછું પણ કરશે.' આ વાત લલિતાને બહુ ગમી ગઇ. એને આ ખરચો જ નકામો લાગ્યો હતો પણ પતિના આગ્રહને માન આપી એણે રંગમા ભંગ કર્યો ન હતો. પણ એનાથી સહજ પુછાઇ જવાયુઃ " આપણો ભેગો અહીં બઝારમાં કોઇ જુએ તો ? રાખવો હોય તો તમારો એકલાનો ન રાખે ?" ચીમને હસીને કહ્યું, " અરે ગાંડી, એ તો તારી એકલીનો ટિંગાડવાની વાત કરે છે. એમાં શો વાંધો છે છે આપણને ?" લલિતાનું મોં લાલ લાલ થઇ ગયું, ક્રોધથી ને શરમથી. એ બોલી, એટલે આપણો ભેગો પણ નહિ ? તો મને એકલીને અહીં મુકીને જાઓ તમે તમારે.' ચીમને વાતનું રૂપ વરતી લીધુ. સ્ટુડીયોના માલિકને દિલગીરી દર્શાવી ચાલવા

માંડયું. પાછળથી બંનેને સ્પષ્ટ શબ્દો સંભળાયા: 'આવો બીજો 'પોઝ હવે મળે ત્યારે !

ચીમનને જ નહિ મહેન્દ્રને પણ આ ફોટોગ્રાફ બહુ સુંદર લાગ્યો હતો. સુંદર લાગે એમાં એમની કંઈ કસુરે ન હતી લલિતાનો બાંધો એકવડિયો સુરેખ અને સપ્રમાણ હતો. મોઢાંની રેખાઓ ચારે બાજુથી આવીને નાનકડી હડપચી આગળ ભેગી થઇને એવી તો સુંદર મુર્તિ ઉપસાવી રહેતી કે કોઇ મહાન શિલ્પકારની કલા પણ એની આગળ પરાજય કબુલે. અને નેત્રોની વાત તો કાઇ ઓર જ હતી. જગતના દુઃશ્વાસ જ્યા ફરકયા નથી એવા કોઇ એકાન્ત પ્રકૃતિખુણે નિર્મળ શાંત ગહન સરોવરિયા શોભે એવી એની આખની સમૃદ્ધિ હતી જેની સમક્ષ એ પોપચા ઉઘડે ને બીડાય એને એનો આત્મા પ્રત્યક્ષ થતો ભાસતો છબીમા પોપચા કાઇક લજ્જાથી તો કાઇક મસ્તીથી સહેજ ઢળેલા હતા. સૌન્દર્યની અનત પ્રેમ, સમાધિનાં એમાં દર્શન થતા

ચીમન ખુશ હતો. એના દિવસો ભર્યા ભર્યા પસાર થતાં. કશી વાતની એને મન જીવનમાં ઊણપ ન હતી એના ઉમંગમા લલિતા એકાકાર રહેતી પોતાની આગલી ઢબે એ તો આ બધામા બેવડો આનદ પામતી, કેમકે પોતે તો સુખમાં હતી.જ ને ચીમનનુ સુખ જોઇ એ વળી જુદુ જ પરમ સૌખ્ય અનુભવતી.

'આ તમારા શહેરી તો ફોસલાવનારા હો' લલિતાએ એક વારે જમતાં જમતાં ચીમનને પોતાની સામે જોતો જોઇ ટોકયો "કેમ ?" તો ઉત્તરમાં લલિતાએ ફોટો બતાવ્યો. છતાં એ ન સમજ્યો ત્યારે બોલી, 'આ હું કેવી ધોળી મેંશ છું એ તો હું જ જાણું છું ને જુઓ તો કેવી પેલાએ છેતરપીંડી કરીને પૈસા પડાવી લીધા છે ?" કહીને હસવા લાગી. ચીમનને 'ધોળા મેંશ'

ખુંચ્યુ તેથી તેણે કહ્યું, 'એમા શું થઇ ગયું ? દ્રૌપદી પણ કાળી જ હતીને ?' લલિતાએ વધારે રોટલી ચીમનના ભાણામાં સેરવી દેવાની આ તક ઝડપી લઇને કહ્યું, "તમે તો સાવ શરમ વિનાના છો, હો !" ચીમન વધારાની રોટલીની તકરાર કરવાનું ભુલી જઇને બોલ્યો' "કેમ ? શું ખોટું કહ્યુ ?" લલિતા લાડ કરતી બોલી, "એમ દેવીઓ જોડે મારી સરખામણી કરો તે કાંઇ સારૂં કહેવાય ? ને મને તો એ 'ધરૂપતી' નામ પણ પુરૂં બોલતા ન આવડતું હોય." ચીમન પત્નીની આવડત ઉપર એવો તો ખુશ થઇ ગયો કે બીજી એક રોટલી પીરસાઇ ગઇ તેની પણ વિરોધાત્મક નોંધ લીધા વગર એણે વધાવી લીધી મનમાં મનમાં બોલ્યો, "કેવી લુચ્ચી છે ? દલીલ કરી મોટા સાથેની સરખામણી સામે, પણ એનો વાંધો તો હતો દ્રાપદીને પાંચ પતિ હતા, ને તોય મારાથી કેમ સરખામણી થઇ ગઇ એ સામે, હું કાંઇ સમજતો નથી ? ભારે હોશિયાર છે"

ચીમન ને લલિતાના હૃદય એકમેકમા ઓતપ્રોત હતા. બનેને એકમેકના સહવાસથી જીંદગી અમૃત સમી લાગતી વધારેની એમને ઇચ્છા પણ નહતી આટલું મળ્યા બદલ તેઓ જગતનો, જગતના રચનારનો સૌ કોઇનો, પાડ માનતાં. મહેન્દ્ર પણ અવારનવાર આવતો ને ચોમેર બળતી જળતી દુનિયા વચ્ચે આ આટલી લીલી વીરડી જોઇ આખ ઠારતો. એને થતું ચારે કોર મોટામોટા લખપતિઓ કરોડપતિઓ છે. વેપારીઓ છે, વિજ્ઞાનીઓ છે, વિદ્વાનો છે, કવિઓ છે, કલાકારો છે. જીવનના રહસ્યોમાં રમમાણ રહેનાર યોગીઓ છે, ફિલ્સુફો છે. સૌ કોઇ જીંદગીના ને આનંદના પડછાયા પાછળ ફાંફા મારે છે. ત્યારે આ બેંકના એક મામુલી કારકુન એક પરમ હૃદય સમૃદ્ધિવાળી બાળાના પરિચયને પ્રતાપે જીવનનો સ્વામી છે, આનંદના આભાસનો નહિ પણ આનંદનો આસ્વાદનારો છે. મહેન્દ્રના આત્માએ મિત્રનું સુખ જોઇ પરમ સુખતૃપ્તિ અનુભવી. એને થયુ

કે જો પુરૂષને સુખનો અનુભવ થવાનો જ હોય તો તે એક સ્ત્રી મારફત થઇ શકે એવો ભાગ્યેજ બીજી રીતે થઇ શકે.

પણ એકવાર અચાનક ટેલિફોન ઉપર લલિતાનો અવાજ સાંભળી એ ચોંકી ઉઠ્યો. પળમા તો તેને અનેક શંકાઆશંકાઓ થઇ આવી. દાણાવાળાને ત્યાથી લલિતા ફોન કરતી હતી કે આજે ચીમનને ટાઇફોડનો આઠમો દિવસ હતો.

મહેન્દ્ર અવારનવાર અવકાશ મેળવીને સારવાર અને કામકાજ માટે જતો રહેતો. બાકી બધો ભાર અલબત લલિતા ઉપરજ હતો મહેન્દ્રે એને હરકીશનદાસ હોસ્પીટલમાં અથવા કયાક પાસેનીમા ખસેડવા માટે ઘણી દલીલો કરી પણ ચીમન એકનો બે થયો નહિ "હમણા ઉતરી જશે. ટાઇફોઇડ શેનો ને કાંઇ શેનું ? આ તો મામુલી તાવ છે' એમ કહી એવી માયા ભરી નજરથી એ લલિતા ભણી જોતો કે લલિતા જ નહિ મહેન્દ્ર પણ ગળગળો થઇ જતો. લલિતા કહેતી 'તે મહેન્દ્રભાઇ, મને ત્યા નહિ રહેવા દે?" આખો દિવસ તો રહેવા દે રાતે નર્સો સંભાળ રાખે, ઉંઘમા પણ વખત ચાલ્યો જાય, ને સવારે તો પોતે આવીને હાજર થઇ જશે. ઘણી ચર્ચા થઇ. ચીમનને મોટી વાત લાગતી જ ન હતી. પછી તો ખસેડાય એવી શરીરની પણ સ્થિતિ ન રહી.

ડોક્ટરને ઘેર બોલાવવામાં લલિતા–શહેરની ધમાલોથી અજાણ લલિતાએ–આળસ કરી ન હતી. સારવાર કરવામાં એણે કશી કમી રાખી નહિ. ત્રીજા અઠવાડિયામાં સ્થિતિ બહુજ ભયંકર હતી. મહેન્દ્ર બે દિવસસુધી લાગલાગટ રોકાયો. સદ્ભાગ્યે કટોકટીનો પ્રસંગ વટાવી ગયા ને હવે સારૂં થઇ જશે એમ ડોકટરે કહ્યુ.

દરમ્યાન જે ખર્ચ થયુ તે લલિતાને દેશમાં રહયે રહયે તો સાતભવે પણ માન્યામાં ન આવત. પણ એની ચીમન સાથે એટલી

બધી તો એકતા હતી, અદ્વૈત હતું, કે બધું જ એને આપોઆપ સુઝતું ચાલ્યુ. અંદરથી જાણે કોઇ એને દોરતું ન હોય એટલી બધી આત્મશ્રદ્ધાથી એ અડગપણે કામ કર્યા કરતી.

સગાઓથી તો દુર રહેતાં જ હતા રહેવા કરવાની એમની રીતથી ભડકીને અને એમના સુખી જીવનથી બળીને સગા વધારે દૂર પણ થયા હતા. લલિતા પૈસા માટે તો ઠીક પણ સારવાર માટે ય તે પિયરમાથી કોઇની મદદની આશા રાખી શકે એમ ન હતું. ચીમનલાલ માટે એમના મનમાં તલ ભારે મમતાં વસી શકી ન હતી. સારવારમા પોતે પુરતી હતી. કદી કદી મહેન્દ્ર ખપ લાગતો. પૈસા બે કના રસિકજીવન કારકુન પાસે બચે એટલા બચતમાં હતા તે તો થઇ રહ્યા. ચાલુ બેભાનાવસ્થામા પડી રહેતા ચીમનને ખબર સુદ્ધા પડવા દીધા સિવાય લલિતાએ પોતાનાં ઘરેણાં હતા તેમાંથી પૈસા ઉભા કર્યા હતા ને ગાડુ રેડવતી હતી

પણ 'શહેરનો મંદવાડ એટલે, શું જાણો છો ? એના કરતાં તો પેટ દીકરી પડે એ સારી,' એમ પાડોશની ડોશી કોઇવાર કહેતી એ સત્ય હતું. લલિતાની મુંઝવણ વધતી ચાલી હવે હાથમાં પાંચેક રૂપીયા હતા ચીમનને છઠ્ઠું અઠવાડીયું પણ ધીરું ન હતું. તાવ ક્યારે ઉતરશે એ જ સમજાતું ન હતુ.

પતિના નિસ્તેજ ફીક્કા મુખ તરફ એ પોતે થાકે ત્યારે જોઇ રહેતી. એમા એની પરમ પ્રેરણા હતી. પતિ પણ સહેજ હોશમાં હોય ત્યારે માથા પરથા બરફ ખસેડીને લલિતાનો હાથ ત્યાં પોતાના હાથવડે ગોઠવતો.

લલિતાને પતિના મુખ ઉપર પ્રસન્નતાની લહરી ફરી વળતી જોઇ જીવનમા ભારે શ્રદ્ધા જામતી. અનેક દિશામાથી અનેક પ્રકારની શક્તિ પોતાનામા ઉતરતી હોય એવું એને ભાસતું.

સાતમે અઠવાડિએ તાવ ધીમો હતો. આ બે દિવસમાં તાવ બિલકુલ ઉતરી જશે એવા ચિન્હો ડોકટરને લાગતાં હતા ચીમનલાલને પણ આરામ લાગતો હતો.

આખ જરીક મળી હતી. ત્યા લલિતા તૈયાર થઇ બહાર નીકળી પેલા સ્ટુડીઓ પર જઈ આવી. એકાએક એને વિચાર આવ્યો હતો કે જોઇ તો આવું એ લોકને પેલી છબી રાખવી હોય તો. પોતે તે વખતે ના પાડેલી ને એમને નારાજ કર્યા હતા એમ માની એ દુ:ખી થતી ત્યાં જઇને જુએ છે તો રંગબેરંગી કપડામાં શોભતી કોઈ અપ્સરા જેવી સ્ત્રીની છબી બહારથી જ દેખાય એમ ગોઠવેલી હતી લલિતાને સમજાય ગયુ કે પોતાનો ફેરો નકામો જ હતો. આ રૂપરૂપનો અંબાર આરસની પુતળી કયા ને કયાં પોતે ? કયા એના પચરંગી પોષાક ને ક્યાં પોતાના ચીથરા ? ને ઉડીને આખે વળગે એ રીતે અરધી છાતી આગળ ધરી બતાવી હતી એ બધા સામે જુની.વાતને પકડીને છબીના વિચારે શા કરવા ?

લલિતા ઘેર આવી. પોતે ચીમનને એ દિવસે ના કહીને નાખુશ કર્યો હતો તેની પોતાને આ શિક્ષા હતી એમ મન વાળી, કાંઇક કામ કયાથી કેવી રીતે મેળવવું, ને મળે તો કરવુ શી રીતે વખત કાઢીને, એનો વ્યર્થ વિચાર કરવા લાગી.

ચીમનની સ્થિતિ બરોબર સુધરતી ન હતી. એ જો કંઇ પણ પૈસા વિષે બોલવા જતો તો લલિતા એનુ મોઢું દાબીને બધ કરી દેતી. કહેતી કે જોતા નથી, ઘરેણા કાઢી નાખ્યા છે તે ? પછી સાજા થાઓ ત્યારે બમણાં કરીને આપજોને ! ચીમન આગળી વડે માથાથી પગ સુધીનો વળાક દર્શાવી, આખી ઘરેણાથી ભરી દઇશ, એમ અભિનયથી સુચવતો.

એક દિવસ મહેન્દ્ર આવ્યો ને જુએ છે તો કેટલાય દિવસની ને બગડેલી મોસંબી લલિતા સમારતી હતી પહેલા તો એણે આંખ કરી પણ 'જુઓને ચાલે એવી છે,' એમ ધીરે રહીને મીઠાશથી લલિતાએ કોઇની પણ સામે ફરિયાદ ન કરતી હોય એવા અવાજે કહ્યું, ત્યારે મહેન્દ્ર એના અવાજ માત્રથી વિચાર કરતો થઇ ગયો ચીમન જરી જ ખ્યો હતો બહાર કઠેડા આગળ વિદાય લેતા લેતાં એણે ધીરેથી લલિતાને કહ્યું તમે પૈસાનુ કેમ કરો છો ? વાંધો ન હોય તો હું...એને વચ્ચેથીજ લલિતાએ અટકાવ્યો મહેન્દ્ર ગભરાયો. પોતાના મનમા રજભારે પાપ ન હતું, પણ રખેને લલિતા કાંઇ અઘટિત માગણી આની પાછળ કલ્પે એ ભયથી એ પળવાર ધ્રૂજી ગયો પણ લલિતાની લાડભરી નિર્મળ વાણીએ એને સ્વસ્થ બનાવ્યો

'લો, હવે રાખો, રાખો તમે જ ભાભી પાહેથી ત્રામનો આનો માગી લો ત્યારે ચલાવો છો, તે આ દિવસોમાં તમારૂ શુ થતુ હશે એનીજ હું તો ચિતા કરૂ છુ'

મહેન્દ્રે બીજો પ્રસ્તાવ મુકયો, 'કંઈ કામકાજ પણ શું નીકળે તમારા જોગ નહિ તો...' એમ બોલતા જ એના મગજમા એક વિચાર એકાએક પસાર થઇ ગયો એના સ્ટુડીઓમાં સવારેજ આ વખતે વાત ચાલતી હતી તૈયાર થતા નવા ચિત્ર 'લગ્નભંગ'મા એક અભિનેત્રીની જરૂર હતી. એને બહુ કામ કરવાનુ ન હતુ પણ એણે આંખથી ઘણુંઘણુ સાધવાનુ હતુ, શહેરી નહિ છતા સંસ્કારી, દંભી નહિં પણ હૃદયબળની પુરી છટાવાળી, એવી કોઇ ભભકભર આંજી દે એવી સૌન્દર્યવતી નહિ, પણ જોતાં જ આંખમા સમાની લે એવી મૃદુલ લાવણ્યમયીની તલાશમાં એ લોકો હતા. મહેન્દ્ર લલિતાનો પુજક હતો એ વાત એના સહજ નીકળી આવેલા પ્રશ્નમાં દેખાઇ ગઇ. "તો પ્રમાણિકપણે કાંઇ કામને બદલો મળે..."

લલિતાએ વચ્ચેથીજ કહ્યું, " પણ હું તે કંઇ કામ આવવાની હતી અહીં ? દેશમાં હોત તો ખેતરે નીંદામણમા કે ઘાસ લાકડા લાવવામાં પણ જોર બતાવત" ડરતાં ડરતાં મહેન્દ્રે કહ્યું "ના, પણ તમારો ફોટોગ્રાફ ધારો કે કોઈ..." લલિતા એને પુરૂં બોલવા દે તો ને ? એણે સહેજ ચીડાઈને કહ્યુ "એ તો છે જ નવગ ! એમણે જ તમને કહ્યુ હતું ને કે પેલા ફોટુ પાડવાવાળે પૈસા આપવા કહ્યા હતા ! ધુળ જેવી વાત. એ તો કહેતા બી દિવાના ને સુનતા બી એમને એ તો પૈસો બનાવતો તો સમજ્યા ?" ને હમણાજ પોતે આ ટો મારી આવી હતી એ સંભારી એણે લાંબો નિઃશ્વાસ મુકયો

મહેન્દ્રે લલિતાને ધીરી પડતી જોઇ પુછયું. ' પણ તમને ઠીક લાગે તો હજી આજેજ અમારાવાળા સિનેમામાં જરીક અમથો તમારો ફોટો પાડી લે ને પૈસા સારા મળે એમ છે. કહો તો તપાસ કરૂં ને વગ પણ છે."

લલિતાની નજર આગળ પેલી ઊંડા કાપના બ્લાઉઝવાળી દુકાને ભેરવેલી છબી પસાર થઇ ગઇ. છતાં એણે કહ્યું, " પણ ભૈયા, એમાં તો બોલવાનુ ય આવે તો !" મહેન્દ્રે કહ્યું, "બનતા સુધી તો આવેજ પણ આમાં એવું લાગતું નથી. છતા પુછી જોઉં. મને તો આમા કશો વાંધો નથી લાગતો. ચીમને પણ તમે ના જ પાડી એટલે ફોટોગ્રાફરને ત્યા છબી ન મુકવા દીધેલી ને ?"

લલિતાએ કહ્યું, " કોઇ ઉપાયે પણ હું બોલું તો નહીં જોઇ જોઓ."

સાંજને વખતે બધુ ગોઠવીને, બોલવાનુ અક્ષરમાત્રે નથી એમ જણાવી મહેન્દ્ર લલિતાને લેવા આવ્યો. મકાન બદલવા માટે કાંઇક સ્થળ બદલો થાય તો સારૂં એમ કહી, ચીમનને બહાર જવું પડશે એ તો કહી રાખેલું હતુ. એની આંખ મળી એટલે રાત પડયે

મહેન્દ્ર લલિતાને ટેક્સીમાં લઇ ગયો. સદ્‌ભાગ્યે ત્યાં કામમાં કશી જ ઢીલ થવા પામી નહિ. મહેન્દ્રે પોતાની દૂરની પણ બેન તરીકે લલિતાને [ નામ બીજું જ આપ્યું હતુ. ] ઓળખાવેલી એટલે લલિતાનાં સાધારણ કપડાંથી કોઇને તાજુબી થઇ નહિ. મહેન્દ્ર અસગારી હતો, તેમ મહેન્દ્રને ઝાઝો પગારે એ લોકો નહોતા આપતા. પણ લલિતાની મુર્તિ જોઈ જાણકારોને ભારે તાજુબી થઇ. દિગ્દર્શક ખુશ થઇ ગયો. 'શુટીંગ' લેવાવા માંડયું.

લલિતા ભારે આંતરિક બળથી આ બધા વચ્ચે પસાર થતી હતી. "લગ્નભંગ" બોલપટ આખુંય સુંદર હતું પણ એનો પુરો સવિસ્તર ખ્યાલ મેળવવા તો જિજ્ઞાસુઓએ જાતે જોવું જ રહ્યું. જે દશ્યમા લલિતાને ભાગ ભજવવાનો હતો તે આપણે ટુંકમાં જોઇએ તો બસ છે. બે પ્રણયીઓ સમૃદ્ધિની છોળો પર ઉછળતાં એકમેકથી ભટકાઇ પડે છે ને બંને વચ્ચે પારાવાર હૃદય રાગ જામે છે. સમોવડિયા મિત્રો મળીને એમના મિલનને ઉજવવા માગે છે. મેળાવડામાં અનેક યુવાનો છે, નવયૌવનાઓ છે. રૂઢિ પ્રમાણે મુરબ્બીઓ કે દુનિયા ખાઇબદેલા માણસોની સમક્ષ વિવાહ (વેવિશાળ) વિધિ થાય છે એ રીતે નહિ, પણ લગનના ઉત્સવ પહેલાં પણ બીજો ઉત્સવ ઉભો કરી શકાનો હોય તો કરી લેવો એવી આનંદવૃત્તિથી જ પ્રેગઇને સૌ મળ્યાં હતાં બધાં જ પ્રણયના ને સુખના ઉત્સવો રચનાર હતા. પણ એ દ્રશ્યમાં એવું બતાવવામાં આવે છે કે આ સર્વે સુખી સમૃદ્ધ રસ–મસ્ત યુવાવનીયાઓની ટોળીમાં રૂપવતી નાયિકા કરતાં યે અનેકગણી રૂપવતી બીજી બાળાઓ હતી. પણ કોણ જાણે સ્નેહવશ મિત્રો નાયક અને નાયિકાના હાથ લાડથી અને ઉમળકાથી દબાવીને મેળવવા કરે છે ત્યાં જ એમના-માંની કોઈ યુવતી પોતાની કોઇક ઓળખીતી સાથે વિશાળ ખંડમાં પ્રવેશી. એ પાછળ આવતી અજાણી બાઇની છટાથી એણે એ

ડગલા ભર્યાં ત્યાં તો ખંડ આખો જાણે આભો બની ગયો. એની પાતળી સપ્રમાણ ટટાર દેહયષ્ટિના પ્રત્યેક હલનચલનથી વાતાવરણમાં એટલાં બધાં તો વિપ્લવાત્મક આંદોલનો ફેલાયાં કે જેનું આ અવિ-ધિસરનું વેવિશાળ થતું હતું તેનો હાથ એની પ્રેમિકાના હાથમાથી નીચે સરી પડ્યો. ફુલદાની પર એ અથડાયો ત્યારે જ એ તરફ સૌનુ ધ્યાન ગયું. આખી ક્રીયા પછીથી અત્યંત આનદમાં આટોપાઈ, પેલી આવનારીને સૌ ઓળખતા હોય એવું લાગતું ન હતું. નાયકે કાન ઘણાયે સરવા કર્યાં, પણ મારી માશીના કુટુંબની છે. દેશમાં રહે છે એ સિવાય કાઇ વીશેષ મ ભળાયુ નહી એની દૃષ્ટિ બહાના પુરતી આજુબાજુ ફરી વળીને એ 'દેશની' યુવતી તરફ આવીને ઠરતી હતી. નીચા ઢાળેલા એના વદનની માધુરી ઓર જ હતી, માત્ર એક જ વાર એણે પોતાની આખો આખી તો ખોલી અને પેલાનું જે આકસ્મીક આકર્ષણ હતું તેને બદલે એને એની આખોમા પોતાના આત્માની આખી યે સમૃદ્ધિ દેખાઈ એ અજાણીની આખના પોપચાં ઉંચા થઇને ક્ષણમાં નમી ગયાં, પણ એમા નાયકનું હૃદય કેદ થઇ ગયુ તે થઇ ગયું. એ પરમ લાલીત્યભરી ઉંડી સભર દૃષ્ટિને યાદ કરી કરીને જ એને તો ઝૂરવાનુ હતું કારણ કે મેળાવડામા તો એ વધારે પુછપરછ કરી શક્યો નહિ ને પાછળથી ઘણીયે તપાસ કરી પણ એને લઇને જે યુવતી આવી હતી તેણે, બધો રંગ વરતી જઇને, એનુ 'અનામિકા' નામ આપ્યુ એ જ. પણ પરિણામ એ આવ્યુ કે નાયક નાયિકાના લગ્નમા ભંગ પડ્યો જ. પેલી 'અનામિકા' મળી નહિ તે નજ મળી એટલુજ અહીં નોંધવું બસ થશે કે ખેલપટને અંતે ભક્ત પરમાત્મા માટે દ્રવતે હૈયે બોલે એમ નાયક ઉદ્દ્ગાર કાઢે છે કે એ 'અનામિકાને મેળવીશ ત્યારે રહીશ.

બીજે જ દિવસે મહેન્દ્ર ઘરમા યે ન માય એટલા પૈસા અને

સાથે સાથે માની મનાય નહિ એટલી તારીફ લઇ આવ્યો ત્યારે લલિતા અવાક જ થઇ ગઇ

' સાતમે અઠવાડિયેથી ચીમનની તબીયત સુધરતી ચાલી, પણ આ તાવજ એવો કે એમાં માંદગી કરતાં પાછળના દિવસો વધારે સાચવવાના ધીરે ધીરે ચીમન સારો થતો ચાલ્યો. બે અઠવાડિયાં દેવલાલી પણ જઇ આવ્યા.

સહેજ હરતો ફરતો થયો એટલે ચીમન નોકરીએ ચડવા ઉતાવળ કરવા લાગ્યો. પણ બરોબર સારી તબીયત થયેથી જ લલિતાએ એને રજા આપી.

ચીમન ને લલિતાની પાછી પહેલાની જેમ ઠેકડીઓ ચાલવા લાગી. મજાકો શરૂ થઈ ગઈ. પાડોશીઓ પાછો આ કિલ્લોલ જોઇ, સારાં હતા તે, હરખાવા લાગ્યા. લલિતાને ને ચીમનને ગૃહજીવનના નવતર અનુભવમા માદગી કદી આવી જ ન હોય એવું જ થઇ રહ્યું.

પહેલાની પેઠે હરવા ફરવા, ફોટો પડાવવા ને રેસ્ટોરામા જવું, બગીચે બેસવા ને સિનેમા જોવા, બધુંજ પુરબહારમા ચાલે છે. એકમેકનુ સુખ જોતા જ ચીમનને ને લલિતાને જીવન ભર્યું ભર્યું લાગે છે.

ત્યાં એકવાર ચીમને 'લગ્નભગ'નું બોલપટ જોવાની ઇચ્છા પ્રદર્શિત કરી ' કેવું તો ભુંડુ નામ છે ! હું તો કાંઇ ઝાઝું સમજું નહિ. પણ એમાં તમે શું મોહ્યા ' લલિતાની પરોક્ષ ના છતાં ચીમનનો જીવડો હાથ ર્‌હ્યો નહિ. એણે કહ્યું, 'તે સિનેમા સારા ખોટા હોય એની અહી કોને પડી છે ? તારી જોડે ઘડી એમ બેસવાની જ બલિહારી તો છે ને ?'

બને સિનેમા જોવા ગયાં પાછાં આવ્યા ત્યારે લલિતા સાધારણ રીતે જે કાંઇ વાત નીકળી આવે તેમાં અકૃત્રિમ રીતે

સુર પુરતી હતી. પણ ચીમન ગંભીર થઇ ગયો હતો. છેવટે હિંમતભેર એણે પુછી દીધું, હંમેશના મશ્કરીના અવાજથી નહિં પણ ગભીર રીતે પુછ્યું, કે પેલી અનામિકા જેવી તું નથી લાગતી? લલિતા બોલી નહિં એટલે ચીમન જ બોલ્યો, 'જેવી શું? તું જ એ છે.' ત્યારે લલિતાથી ન રહેવાયું. 'એ તો પેલી અમેરિકાવાળી પણ હું જ હતી તો!"

પણ ચીમને જીદ્દ પકડી ને બધી વાતનો ઘટસ્ફોટ લલિતાને કરવો પડ્યો.

બીજે દીવસે મહેન્દ્ર આવ્યો ત્યારે એણે પણ વિસ્તારથી બધી વાત કરી. બંનેની વાત એટલી બધી સરખી હતી કે એથી જ એ ચીમનને કાવતરા જેવી લાગી મહેન્દ્રે સ્ટુડીઓ પર જઇ બધી વાત જણાવવા સુચવ્યું.

ચીમનની અસ્વસ્થતા વધતી ગઇ એને આમાં કશી જ ગમ ન પડી. લલીતાએ એને યાદ આપી કે છબી પાડનારાને ત્યા ટીંગાડવાની તમે જ વાત કરતા હતા ને? પણ ચીમનને એ જ થયા કરતુ હતુ કે એમ ટીંગાય એનો એને પોતાને તો તલભારે વાધો કયા હતો, પણ વાધો તો હતો લલિતાને પોતાને લલિતાએ બનેનો સાથે ટીગાય તો જ મરજી બતાવી હતી. સીનેમામા એ જ લલિતા કેવી રીતે ભાગ ભજવી આવી શકી? એને કશુ જ સમજાતુ ન હતુ. પોતાને તો કશું એમાં વાધાપડતું લાગતુ ન હતુ પણ લલિતાએ પોતાનો વાધો શી રીતે દૂર કર્યો એ એને ન સમજાયુ તે ન જ સમજાયુ.

મહેન્દ્રે બેન્ક ઉપર ફોન કરી સ્ટુડીઓ પર જવાનો સાંજનો કોઇ સમય માગ્યો ત્યારે ચીમનનો ઠંડો જવાબ મળ્યો કે પોતે

નહિ જઇ શકે કેમકે સાજે દેશના સંગાથ જોડે લલિતાને મોકલવા જવુ પડે એમ છે

પિયરમા તો લલિતાને જવાપણું હતુંજ નહિ. પોતાનુ નાનકડું ઘર ઉઘાડી મનની વાત મનમાં સમાવી દિવસ ગુજારવાનુ એણે નક્કી કર્યું. સવારના પહોરમાં પુજાના ગોખલામાં ઘીનો દીવો કરીને મુકયો ને હાથ જોડ્યા ત્યાં નજર સહેજે ઉપરની છબી ઉપર પડી આખના ઝળઝળિયાની આરપાર જોતા વરની જોડે આગલી વહુને ઠેકાણે પોતાની છબી આછીપાછી દેખાઇ. પણ ઘડીકમા એ બધું અલોપ થઇ ગયુ.

# પત્ની.

## લેખક : ત્રિશુળ.

ફડ! ફડ! ફડ! એ સંત તુલસીદાસનુ રામાયણ જ ભજવાતું હતું. ઝીણિઓ ખરો તુલસીભક્ત હતો. ચારેક તુલસીની માળાઓ પહેરતો કાળા કપાળમાં ગોપીચંદનનું ટીલું કરતો અને સામેના મંદિરના બાવાજી તુલસી રામાયણ વાચતા હોય ત્યારે સૌ કરતાં વધારે ભક્તિભાવથી તે સાંભળતો આજે વહેલા પ્રભાતે જ તેણે તુલસીદાસને યાદ કર્યા હતા કે 'ઢોર ગમાર શુદ્ર અરૂ નારી, યે સબ તાડન કે અધિકારી !'

હુ ચોંકીને પથારીમા બેઠો થઇ ગયો કમળા 'વસન્ત વિજય' ભણી નહોતી, નહિ તો તે જરૂર બોલી ઉઠત કે, 'નહિં નાથ !' ન જાણો કે સ્હવાર છે.' તેણે તો બરછટ સોઢ જેવા કરડે અવાજે મને સુણાવી દીધું કે 'સુઇ રહો છાનામાના. વારવા ગયા તો બિચારીને વધારે માર પડશે'

અને ચુમાઇને પથારીમાં પડયો પડયો અમારા દખણાદા કરાની અડોઅડ પતરાંના ઉભા કરેલા ઓરડામા તુલસીપ્રસાદનુ નિતરણુ સાંભળી રહ્યો.

રોજ તો હુ અમારા મેડા નીચે, મેડા પર ચડવાના રસ્તામા જ બંધાતી ભેસને દોવાનો સહુણુણ ચણુણુણ અવાજ થતો ત્યારે

જાગતો. પણ આજે તો ગ્રીણિયાએ જ એલારામ વગાડી મેલી. જય રઘુવીર !

ફડફડ અવાજ થોડીવાર ચાલુ રહ્યો. અને તે પછી દબાવેલા છતા કાળજું વીંધી નાખે તેવાં ડુસકા સંભળાવા લાગ્યાં. હું ઉઠીને અમારા બે હાથ પહોળા છજામા જઇને ઉભો. ગ્રીણિયો ખુંખારતો બહાર નીકળ્યો. એના એક હાથમાં બીડી હતી, બીજામા કળશે જવાનો લોટો. જાણે કંઇ જ ન બન્યું હોય તેમ બીડી ફુંકતો તે ચાલ્યો ગયો. ભીંત પાછળનાં ડુસકાંને વાગતી કમળા બોલી :

'પની ! પની ! લે બેન છાની રહે હવે' અને માનો હાથ ફરતાં બાળક છાનું રહે તેમ ડુસકાં અટક્યા.

હજી વાદળ લાલ થયું ન હતું. ભેંસ દોવાવાનો અવાજ સાંભળવા હું ઉત્સુક હતો. સામેના મંદિરમા બાવાજીએ હજી પરભાતિયા શરૂ નહોતાં કર્યાં. ત્યા તો પહેલાનો અવાજ લાઉડસ્પીકરમાથી આવતો હોય તેમ ફટાકટ ! ફટાકટ ! અને 'તારી ખુનને હાડુ કરૂ' ના સુભાષિતો સંભળાવા લાગ્યાં. સમજાયું, તુલસીદાસજી ! ભેસ દોવા દેતી ન હતી એટલે આ મંત્રશસ્ત્ર તંત્ર પ્રયોગ અજમાવાતો હતો. મારો, બાપુ ! અમારે તો દુધનું કામ. ઠીક, આ આલાગમથી તો હવે બપોરે છોકરાં ભણાવતા પણ ઉંઘ નહિ આવે.

'આટલા બધા વહેલા ઉઠયા છો પણ દહાડે નહિ સુવા દઉં હોં ! રામનવમીની રજા છે ને ?' કમળાનો ચાદરમાંથી ગોટપોટ થતો અવાજ આવ્યો

હો ! હો ! રામનવમી ! હું કેટલો ભુલકણો ! જેને આખી નિશાળ યાદ રાખવા તલસે ને રજાનો જાહેર કરનાર હું પોતે જ તેને ભુલી જાઉં ! કળજુગનો જ પ્રતાપ !

અને આજે રામનવમી છે એ હકીકતથી જ આજનો દિવસ આમ તાડન સંગીતથી કેમ શરૂ થયો તેનો ખુલાસો મળી ગયો તાડનનાં ચાર અધિકારીમાંથી એને તો તુલસીપ્રસાદ મળી ગયો હતો. શુદ્ર અને ગમાર બે બાકી હતા. જોઇએ તુલસીદાસ ખરેખર ક્રાંતદૃષ્ટા હતા કે નહિ તે આજે રામનવમીએ જ સમજાશે

અને સમજાયું કે તે હતા જ થોડી જ વારમા ગામના મુખી એક ઢેઢને ખાસડે ખાસડે મારતા કનેના રસ્તેથી નીકળ્યા. 'સાલી જાત વંઠી છે! કે તે ખેતરમા નહિ આવું. તે તુ નહિ આવે તો કયો તારો બાપો આવશે !"

અને હવે ચોથો અધિકારી કોણ થશે ? ધડ દઇને મારા માથામાં કશું અફળાયુ કમળાએ ફેંકેલું એ દાતણ હતુ માથુ ચંચવાળતા ચંચવાળતા મેં દાતણ મોમા ખોસ્યુ

મંદિરની ધજાને સુરજ ભગવાનના હાથ સૌથી પહેલાં અડયા અને 'ઢોર'નું પાઠાન્તર 'ઢોલ' પણ હોય તો તેના ઉદાહરણ રૂપે રોજના કરતાં વિશેષ કડેડાટીથી મંદિરમા નોબત ગગડી ધન્ય પ્રભુ !

તુલસીદાસે રામનવમીએ ગાવાનું કોઇ ગીત લખ્યુ હોય તો શોધવા હુ આશ્રમભજનાવલિ લેવા ઘરમા ઉપડયો. આવ્યુ આવ્યું હાથ

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન
હરણ ભવભય દારૂણં,
નવકુંજ લોચન કુંજમુખ.

હું મોમાં દાતણ સાથે ગણગણતો હતો ત્યાં દાદર પર ખખડાટ થયો. સાગરમાથી નીકળતી લક્ષ્મી પેઠે પત્ની દુધનો વાડકો લઈ ઉપર ચડતી હતી મને જોઇ તે ખમચાઇ, મલકી અને તરત જ પોતાના મરકતા હોઠને લુગડાના છેડાથી ઢાંકી લઇ દાદરો ચડી રસોડામા ચાલી ગઇ.

આજે પર્વને દિવસે વિશેષ શુચિતા પ્રાપ્ત કરવા મેં પોણો એક કલાક દાતણ ચલાવ્યું. સુરજ નારાયણ મંદિરને છાપરે ચડી આવ્યા હતા. મંદિર અને અમારા ઘરની વચ્ચે આવેલા કુવાની દોઢેક હાથની પાળ પર તેમના તેજ પથરાયા એકેક બબ્બે સ્ત્રીઓ પાણી ભરીને જતી રહેતી હતી અને તેમના બેડાના ખાલી ખામણામાં પાણી નહિ પણ તેજનાં કચોળાં જાણે ભરીને મુકી જતી હતી.

એ કુવા ઉપર પની પણ અમારૂ પાણી ભરતી હતી પાણી ખેંચતી પનીને હું તો જગતનું શ્રેષ્ઠ દૃશ્ય કહું. આટલો માર પડયા પછી પણ સ્ફુર્તિથી અને સ્વસ્થતાથી તે કામ કરતી હતી. કમરથી ઝુકી સરસરાટ ઘડો તે મુકતી. અને હાથને ઠેઠ માથા ઉપર ઉંચો લઇ જઇને ચારેક લાંબે લસરકે ઘડો ઉપર લઈ આવતી તેના હાથની ગતિ સાથે જોનારની આંખ કુવામાં ઝબકોળાતી અને આકાશમાં ઉછળતી.

'પાણી થઇ ગયું છે. પહેલાં નાહી લો પછી જ ચા મળશે!' કમળાની આજ્ઞા થઈ અને નહાતાં નહાતાં જ મોં ધોઇ લેવાનું વિચારી આપણે સાબુ અને ધોતિયું ટુવાલ લઈ દાદરો ઉતરી અમારા દશદિશાથી ઘેરાયલા ઓલિયા બાથરૂમ ઉપર હું પહોંચ્યો.

પની ગરમ પાણી લઇ ગઇ હતી.

'નાવ, માસ્તર સાબ, હું ટાઢું આપું છું.' કહી પાણીનો ભરેલો ઘડો લઇ પની કને ઉભી રહી. આ સહેજ રમતિયાળ છોકરી કોકવાર કહેતી, કે માસ્તર સાબ, તમારા નહાવાનો રેલો, ઠેઠ ભાગોળે મોકલું!' અને આજે જાણે એવા જ ચડસે તે ચડી ગઇ

ગરમ પાણીથી શરૂ કરેલું સ્નાન છેવટે

કુવાના હુંફાળા પાણીનુ સ્નાન જ બની રહ્યું. અને નહાતાં નહાતા સામે કુવા ઉપર પાણી ખેંચતી પત્નીના શરીરની ગતિ કાવ્યને જોવામા મારી દષ્ટિ મગ્ન થઇ-ગઇ. તેનુ ઓઢણુ કલ્લી થઇ એક બાજુએ ખેસની પેઠે લટકતુ હતું. કાપડાની કમને છેડે ફૂમતું ઝુલતુ હતું. કેળના પાન જેવો તેનો વાસો કુમળા પ્રકાશમા તગતગતો હતો. અને કંઠી પહેરેલી ડોક પર ગોઠવાયેલા ઘાટીલા અબોડામાથી થોડાક બહાર રહી ગયેલા વાળનું વાકડિયુ છોગુ તેની ડોક સાથે ઉચુ નીચુ થતુ હતુ

'અરે ગમાર છો કે શું તમે ? નહાવાનું બધ રાખો કે હવે કચરો નાખું !' કમળાનો છજામાથી, અવાજ આવ્યો ને આપણે ઝટ લઇને માથે ટુવાલ ઓઢી લીધો કારણ કચરો પડયો તો મારે જાતે જ પાણી ખેચીને તે સાફ કરવો પડે તેમ હતુ. અને થોડીવારે આખ ખોલી જોયુ તો સાચે જ હવામા થોડી ધુળ અને કાગળિયાં ઉડતા હતા.

અને રામનવમીના લગભગ નવ વાગે હું કમળા અને પત્ની તુલસીપ્રતાપે પ્રાપ્ત થયેલા દુધવાળી ચા પીવા બેઠા, સોડિયામાથી હાથ કાઢી પત્નીએ કપ લીધો. મારી સામે જોઇ મલકી અને ટેવ પ્રમાણે લુગડાથી હોઠ ઢાકવા ગઇ. પણ એમ તો ચા પીવાનુ અટકી પડશે જાણી વધુ મુઝાઇ છેવટે હસીને મારી તરફ પુઠ કરીને તે બેઠી. એ પુઠ જોતા મને આજે સવારના સૌથી પહેલાં સાભળેલો અવાજ યાદ આવ્યો. હુ ચમકી ઉઠયો. પણ પત્ની પુરી સ્વસ્થતાથી ચા પીતી હતી.

[ ૨ ]

એક નાનકડા ગામમા આમ દહાડા ગુજરે છે આપણે 'નેહાયોં' મા ભણાવવા જઇએ છીએ. કમળા બેઠી બેઠી રોફ લગાવે

છે. પની અમારૂં પાણીછાણી કરે છે. અમારા ઘરનો ધણી ભેસ ઉપર દહાડા ગુજારે છે. સામે મંદિરમા આરતી થાય છે. ઘર કને થઇને જતા ગસ્તા ઉપર આખા ગામનુ લોક પસાર થાય છે. અને ફળિયાની વચ્ચે આવેલા કુવા ઉપર પાણી ભરનારીઓની ઠઠ જામે છે ને કુવાની આસપાસ મઝાનો કાદવ તૈયાર થાય છે.

ગામડા ગામમા સૌથી વધુ આબરૂદાર કોઇ હોય તો તે નિશાળનો માસ્તર પછી ભલેને તેનો પગાર પદર કે પચીસ રૂપરડી હોય, અને એવા આબરૂદારની ધણિયાણી કમળા આમ ફળિયામા કહો કે આગણામા કુવો હોય છતાં કંઇ પાણી ભરવા જાય ? અમારા પાડોશમાં એટલે જ કે આ દખણાદા કરાની પાસે ઉભા કરેલા પતરાના ઓરડામાં રહેતા એક ઠાકરડાની વહુને અમે-ના ના કમળાએ કામ કરવા બાધી અને એટલે, એ નોકર હતી પણ કમળાની મારી નહિ હું કઇક કામ ચીંધુ અને કમળાનો મિજાજ ઠેકાણે ન હોય તો તરત તેને હુકમ મળી જતો 'રહેવા, દે પની થશે, એ તો જા આટલુ કરી આવ'

પણ કમળા માહાત્મ્ય અહીં લખાવવા ઇચ્છા નથી પની ભારે કામઢી હતી અમારા જેવા બીજા પાંગળાં બૈરાવાળાને ઘેર તે કામ કરતી હતી. સીમમાથી ઘાસ વાઢી લાવતી હતી અને ઝીંણિયાનુ ઘર સંભાળતી હતી. એની ચામડાના સાટકા જેવી બાવીસેક વરસની કાયામાં કદી થાક દેખાતો ન હતો તેના શામળા પણ નમણા મો પર હમેશા મારે માટે એક સ્મિત રહેતું. મને જોઇને એ પહેલાં તો શરમાતી પણ પછી તો એની લાક્ષણિક રીતે તે મરકતા હોઠ પર લુગડાની કિનાર ઢાકી લેતી અને તેની એકલી હસતી આખો તો પહેલા કરતા પણ વધારે આકર્ષક લાગતી.

પનીની અમારે ત્યાંની ડ્યુટી વહેલી સવારથી શરૂ થઇ જતી. નીચેથી પટેલને ત્યાંથી દુધ લઇને તે ઉપર આવતી. અમારી સાથે ચા પીતી અને પછી પાણી ભરી કરીને તે સીમમાં ચાલી જતી. બપોરના વાસણ કુસણ તો હું 'નેહાર્ય'મા ગયો હોઉં ત્યારે પતતા.

કામવાળી આટલી પાડોશમા જ મળી ગઇ એ માટે ગણતરી બાજ કમળા બહુ પ્રસન્ન રહેતી. ભવિષ્યમા ચોવીસે કલાકની શેઠાણી થવાની આવડત તે બરાબર કેળવતી જતી હતી. પણ એક સગવડ ઉભી કરીએ છીએ ત્યા બીજી અગવડ ભગવાન મોકલી જ આપે છે!

અમે થોડા જ દિવસમા જોઇ લીધુ કે પનીને એનો ધણી ઝીણિયો ઢોર માર મારે છે. અમે ખાવા બેઠા હોય ને સમમમ ધડ કરતો એક અવાજ કરા પાછળથી આવે ને મારા હાથમાં કોળિયો થંભી જાય. આડી ભીંત હતી એટલે આખોને તો દેખાતુ ન હતું. પણ આ અમારાથી ચારેક ડગલા પર જ આ તુલસીપ્રસાદ વહેંચાઇ રહયો છે એજ વિચાર કરતા મારા હોશકોશ ઉડી જતા. કમળા દાળનો સબડકો ચસચસાવીને મોમા ઠેલતી અને આથેલુ મરચુ કરડતા બોલતી, 'સીધેસીધા ખાઇ લો હવે.'

ગામડા ગામમા મહેતાજીને રહેવા જેવા બહુ ઘર હોતા નથી. નહિ તો અમે ઘર બદલ્યું હોત. પહેલા એક બે વાર દયાથી પ્રેરાઇ હું પનીને બચાવવા ગયો હતો. પણ પછી જણાયું કે મારી એ દખલગીરીને લીધે પનીને ગહતને બદલે વિશેષ માર જ મળ્યો હતો. એ ગુજરતા ત્રાસની પાડોશમા બને તેટલો જીવનનો લ્હાવ લેતા અમે રહેતાં હતાં

ઝીણિયો લગભગ આધેડ હતો, કેડેથી જરા વાંકો વળેલો હતો. માટી જેવો રંગ અને કરડકણી આખો અને પાતળી મુછોમાં

તેનો ચહેરો ઘણો અળખામણો લાગતો તે એક વાડીમા રાતે રખેવાળીનુ કામ કરતો અને દિવસે કનેના શહેરમા જઇ વખત બગાડતો. અને કારણ હોય કે ન હોઇ તો ય બૈરીને મારઝુડ કર્યો કરતો સાંભળ્યુ હતું કે તે ઘણો વહેમી હતો તેની પહેલી વારની સ્ત્રી તેને મુકીને નાસી ગઇ હતી અને એટલે આ નબાપી, મામાએ પરણાવીને વેઠ ઉતારેલી, સોહામણી પની ઉપર તે બરાબર કબજો રાખવા મથતો હતો. રાતે તે ઘેર એક બે આટા ખાઇ જતો અને પની પેશાબ પાણી માટે ઘડી બહાર ગઇ હોય તોય વહેમાઇને મારતો

પણ એ તો હોય. એમ જ ચાલે. શરીર પર સોટા પડે તે વાગે તો દરેકને જ પણ ભગવાને જગતમા હજી પુરો સામ્યવાદ સ્થાપ્યો નથી તે સદ્ભાગ્ય છે. પનીની શક્તિ અજબની હતી. આ માર પણ ભુખ જેવી જ ભગવાને આપેલી વસ્તુ છે એમ માની તે શાતિથી દહાડા કાઢતી હતી. આખના આસુ લુછતી તે વળી થોડી-વારમા જ કામે ચડી જતી. અને મને જોતા પહેલાના જેવુ જ પણ સહેજ વિષાદભર્યું સ્મિત કરતી.

[ ૩ ]

ઉનાળો ગયો, આષાઢ બેઠો. ચોમાસુ આવ્યુ. અને અમારા માથા પરના તથા પડોશના ઓરડાના છાપરા પરના પતરા પર વર્ષાનુ તડાતડ તડાતડ સગીત શરૂ થયુ. પનીના છાપરાનાં પતરા જુના અને કાણા પડેલા હતાં, જેવી ઉપરથી વર્ષાની ધારાઓ પડતી તેવી જ એના ઓરડામા પણ પડતી હતી. ચોમાસામા પની મોટે ભાગે ભીંજેલી જ રહેતી, એના માથાપર ઓઢણુ લગભગ ચોટેલુ જ રહેતુ. મો પર આડા અવળાં બે ચાર પાણીના ટીપા બાઝેલાં જ હોય, અને કપડાની બહારના હાથ તથા પોયણા જેવી પાતળી

ચામડીવાળું, ઘેરદાર ઘાઘરાના નેફામાં અર્ધી ઢાંકેલી અને અર્ધી ઉઘાડી નાભિવાળું તેનુ પેટ પાણીથી ભીંજાઇને આછી ચળક માર્યાં કરતા.

હમણાં હમણાંની મારઝુડ ઓછી થઇ લાગતી હતી મને કંઇ કારણ ન સમજાયું. એક દિવસે સાંજે જમી કરીને અમે બેઠા હતાં ત્યારે કમળાએ વાત ઉપાડી.

'આપણે બીજી કામવાળી શોધવી પડશે !'

હું ચમકયો પનીનું કામ તો બરાબર હતુ પણ કમળાને મારા સવાલના જવાબ આપવાની ટેવ ન હતી, તે સત્તાશીલ અવાજે પોતાનું કથિતવ્ય બોલી નાખતી તેમાં તમારે સવાલ કરવાનો હોય જ નહિ. માત્ર અમલ જ કરવાનો હોય.

'પની છે તે બેજીવ સોતી છે હવે બે ચાર મહિનામા એને સુવાવડ આવશે. અને અહીં તો ધાર્યો નોકરેય મળે તેમ નથી માટે ભાળમા રહેજો બે એક મહિના માટે તો જોઇએ જ. એ લોક તો દસ દહાડામા ઉભા થઇ જાય પણ આપણાથી કાઇ સવામહિનો પુરો થયા વગર રખાય નહિ.'

'ભલે !' કહી મેં માથું ઝુકાવ્યું. મને વાંચતો મુકી કમળા-દેવી પોઢી ગયાં.

હા, હવે મને સમજાયું પનીના મોની રેખાઓ વધારે પુષ્ટ થવા માડી હતી અને એના ખુલ્લા રહેતા પેટ પર ચણિયાનો નેફો નાભિને ઢાંકી ધીરેધીરે ઉંચો ચડતો જતો હતો. ખરેખર પનીમા જાણે નવો જીવ આવ્યો હતો.

બીજે દિવસે મે કહ્યું, 'નોકર તો શોધી લાવીશ, પણ પનીને આપણે પગાર તો આપવાનો ચાલુ રાખીશું ?'

'શું કહ્યું તે ?' જાણે મારો સવાલ જ અશક્ય હોય તેમ કમળાએ પુછ્યું અને પછી ઉમેર્યું. 'એ તમારે જોવાનુ નથી. હું કહું તેટલું કરો.'

અને મારી કનેથી ઉઠીને તે ચાલી ગઇ નોકરની શોધમાં મને બહુ સફળતા મળતી નહોતી.

શ્રાવણ બેસી ગયો હતો. છજામાં ઉભો ઉભો હું સોમવારની અર્ધી રજાનો લ્હાવો લેતો હતો. કમળા અંદર પાટલા આગળ માથું ગુંથતી બોલતી હતી.

'યાદ રાખજો, નોકર વગર હું હેરાન થવાની નથી. બધું કામ તમારે માથે ના નાખી દઉં તો ! પાણી ભરાવીશ અને વાસણો ય મંજાવીશ ! આ નોકર જાતનો શો ભરોસો ? કાલે ઉઠીને ક્યાંયે હોય ! આ છાપરીનુ ભાડુ નથી આપ્યુ તે કઇ ઘડીયે ઘરવાળો ખાલી કરાવશે તે શુ કહેવાય ? અને વળી હમણુ હમણાં તો ઝીણિયો કહે છે તે જુગારની લતે ચડયો છે પોલિસને લાંચ આપીને છુટયો છે. અને બધ્યું એ જાત તો બહુ ખરાબ, કહે છે પોતાની બૈરીઓ ય વેચી દે ! શું કરૂં ! બીજો મળતો નથી તે આવા નોકર રાખવા પડે છે !......લો, આજે તો શહેરમાં જાવ ત્યારે મારે સારૂ વેણી લાવજો હો !'

મને થયુ આ બાઇ સાહેબને વાણિયા બામણ નોકર જોઇએ છે !

કમળાને ચાટલામા તાકતી મુકી હું ફરવા નીકળ્યો. શહેરને રસ્તે એક ગરનાળા પાસે ઝીણિયો છાકટા જેવો ચાર પાચ જણ ભેગો બેઠો હતો. જુગાર જ રમાતો હતો. મને જોઇને તે પીધેલા અવાજે બોલ્યોઃ 'એ માહતર શાબ, આવો આવો ! બે હાથ

રમતા જાઓ !' હું તો ચાલ્યો જ ગયો પણ પાછળથી તેનો ઘેનમાં લ્હેરાતો અવાજ સંભળાયો: 'આ મોટા શાહુકાર જોયા દમડી નો છુટતી નથી અરે જરૂર પડે તો બૈરી વેચી દઇએ. બૈરી ! આપણી જ છે ને ?

જન્માષ્ટમી આવી આજે આખા જગતનુ દુઃખ મોચન કરનાર પ્રભુ જન્મવાના હતા પણ મારૂ દુ:ખ દૂર થવાનો સંભવ મને જરા યે ભાસતો ન હતો. મારે બીજી કામવાળી કે કામવાળો લાવવો કયાથી ? જો મને પ્રાંર્થના કરવાની આદત હોત તો એમજ કરત કે, હે પ્રભુ ! આ ફેરા તો તુ અમારો—ના ના કમળાનો નોકર થઇને જ અવતરજે !

કોઇ કહે છે હવે ચમત્કારનો જમાનો ગયો, તો કોઇ કહે છે કળીયુગમા શ્રદ્ધા વહેલી ફળે છે આર્ત હૃદયની બધી પ્રાર્થનાઓ ફળતી હશે કે કેમ તે તો મને ખબર નથી પણ કોણ જાણે મારી તો એકાએક ફળી ગઇ.

આજના ઉપવાસનું ફરાળ તૈયાર કરવા માટે હું બટાટાને છોલતો હતો અને કમળા સ્ટવ પેટાવતી હતી ત્યારે પની દાદરો ચડીને આવી. મને જોઇને સહેજ મલકી. તેણે પાછા હોઠ હંમેશની પેઠે ઢાંકી લીધા અને ઉભી રહીને બોલી :

'કમુબેન, છે તે મે એક જણને કહ્યુ છે તે આવશે હવે. જરા ઘરડી છે પણ કામ ચોકખું કરે છે મે હાથની ય ચોકખી છે. લાવો, પાણી ખાલી થયુ હોય તો ભરી આપુ.'

'પાણી તો ખાસ નથી. પણ જા માસ્તરને નવાડ' કમળા બોલી અને પછી મારા તરફ નજર ફેરવી: અરે, અર્ધો કલાકથી છોલવા બેઠા છો. ને હજી બે જ બટાકા છોલ્યા છે ! જાવ નાહી આવો'" જો કે મેં લગભગ દસેક બટાટા છોલ્યા હતા. જેની

ગણિતની શક્તિ આટલી બધી મંદ હોય તેની સાથે વાત જ શી કરવી ? થોડી વારે પનીનો અવાજ આવ્યો.

'હેંડો ક .....માસ્તર સાબ, નવાડું ચાલો.'

હું મનમાંજ હસ્યો, આ બે સ્ત્રીઓને મન જાણે હું છોકરુંજ છુ !

હું જઇને નીચે દિશાઓથી રક્ષાયેલા એવા અભાગ બાથરૂમ, ઓટલા ઉપર બિરાજ્યો અને પનીએ ધડે ધડે મને નવાડયો. આજે એની ગતિ જરા મંદ હતી. પણ એજ હાથનો વેગવંતો ઉંચો લસરકો, ઢળકતુ ઓઢણું, કપડાની કસનુ ઝૂમતું. અને અંબોડાનુ છોગું. ઝળહળતા આકાશની ભૂમિકા ઉપર એક રમણીય ગતિચિત્ર બની મારી આંખમા ઝિલાઈ ગયુ.

ટુવાલને મારી ટેવ મુજબ આખા મો પર નાખીને માથું કોરૂ કરતા મેં પુછ્યુ : પની, કા આજે તો મેળામાં જવાનીક ને ! "

'જવાની, માસ્તર સાબ ! બહુ મંદ સ્વરે તે બોલી અને એક આછો નિસાસો તેના મોમાથી નીકળતો મે સાભળ્યો, તેનુ મો જેવા મે મારૂ મો ખુલ્લુ કર્યું પણ તેટલામા ને તો ઘરમા ચાલી ગઇ હતી. કોક દૂર પ્રાંતમા ખેંચાઇ જતાં પક્ષીના આર્ત અવાજ જેવો તેનો શબ્દ મારા કાનમા રણકી રહ્યો

' જવાની ! '

[ ૪ ]

અને અમે ય ધણીધણીયાણી જન્માષ્ટમીનો મેળો જોવા નીકળ્યાં. કમળાએ જગ્યિાન કોરની સાડી અને કબજો ચડાવ્યા. કાને પેલાં લટકણીયાં અને કાંડે ઝગારા મારતા પાટલા ચડાવ્યા, અને જગતને નવાજવા માટે દેવીજી નીકળી પડ્યાં

મેળો ! માણસોમા મેળો અને મેળામા માણસો ! મેળામાં માણસો જાય છે કે માણસોમાં મેળો આવે છે ! હું કોક યુક્લિડની પ્રૌઢિથી ડગલા ભરતો વિચાર કરી રહ્યો હતો.

એ મોટો માનવસાગર લહેરાતો હતો હજારો માથાં, હજારો જીભો, હજારો આંખો કોણ જાણે કોક અદૃશ્યના આદેશને અનુસરતા અહીં વ્યાપૃત થઇ રહ્યાં હતાં. લોકોનો કોલાહલ, ધક્કાધક્કી બધુ જાણે ખાસ આકર્ષક લાગતુ હતું.

અને તેમા બાળકો પગે ચાલતા, કેડે તેડેલાં કે ખભોલે બેઠેલા અને તેમના મો જેવા પ્રફુલ્લ રંગના રમકડા કુક્કા, દડા, ફિરકીઓ, ચકરડીઓ !

લોકોના પ્રવાહમા અટવાતા, ઠેલાતાં, રોડાતા ધકેલાતાં અમે મેળાને આ છેડેથી બીજે છેડે ગયાં અને આવ્યાં. કમળા જાણે કોકને શોધતી હતી. ' પની, પની આવી છે કે નહિ ?' પનીના ભાવિ બાળક માટે તેણે થોડાંક રમકડાં પણ લીધાં મારો એ ઘણો સુખરૂપ દિવસ ગયો. કમળાએ રમકડા લીધા પછી મેં તેને કહ્યું.

'આ તો બહુ સારૂ થયુ ! પણ તારી પનીને પોયરૂં આવે ત્યાં લગી મને આ રમડકા રમવા દઇશ કે ?"

કમળાએ લાકડાનો ઘુઘરો મારા માથામાં માર્યો. જાવ હવે, તમે ય તે !' અને તેના મો પર વિષાદની છાયા ઘડીક ચડી આવી.

રમકડાની પોટલીને બાળકની પેઠે છાતી સરસી ચાપી કમળા આગળ ચાલી ગઇ.

દિન ઉતરતે અમે ઘર તરફ વળ્યાં. ઢળતા સુરજનાં કિરણો લોકોનાં મોં ઉપર પથરાતાં હતા. દરેક જણ કઇંક આનંદની પ્રસાદી ખરીદી વળતું હતું. કમળા પણ પ્રસન્ન હતી.

ગામની ભાગોળે પેસતા મને થયુ, પ્રભુ અવતર્યા હોય કે ન અવતર્યા હોય, પણ પ્રભુનો આનંદ તો આજે જગત પર અવતર્યો જ છે આ સૃષ્ટિ ! આ સોનેરી કિરણો, આ લોકોનાં પ્રફુલ્લ વદનો, આ પક્ષીઓ, આ મ્હોરેલી કુદરત !

અને કોક સુંદર પિરોજી રંગનો, હવામા આમતેમ ઊડતો તેજમા તગતગતો ફુક્કો આપોઆપ જ ફુટી જાય તેમ એ પ્રભુનો આનંદ ફુટ્યો !

સામેથી જ નિશાળના બે છોકરા આભાગ તરફ દોડતા આવતા હતા. બંને મારા હોંશિયાર વિદ્યાર્થીઓ હતા. મેં ધારેલું કે આજે કશી ખુશાલીની કહાણી લઇ આવતા હશે પણ તેમના મો પર એક જાતનો ગભરાટ હતો.

'સાહેબ, સાહેબ !' કરતા બંને મારી બે પડખે થઇ ગયા. અને એક બીજાને પુર્તિ કરતા બોલ્યે ગયા.

સ્વપ્નમા કંઇ સંભળાતુ ન હોય, ઓથારમાં હૃદય ઉપર કોઇ પથરા ઠોકતુ હોય તેમ મને સંભળાયુ.

'સાહેબ, પની કુવામા પડી છે આપણા ફળિયાના કુવામા જ. તે કાઢીને આપણા ઓટલા પર જ સુવાડી છે. છે ને તે સાહેબ, એને લઇ જવા બે ચાર જણા આવ્યા હતા. દારૂ પીધેલા હતા. અને કહેતા હતા કે ઝીણિયા, પૈસાને બદલે બૈરી આપવાની કહી છે તે ચાલ આપી દે હવે. ઝીણિયો કહે, આ બૈરી. લઇ જઓ આવે તો. અને ચારે જણા પનીને ખેંચીને લઇ જવા માંડ્યા. પની તો કહે છે મેળામા જવા નીકળી હતી. પણ ફળિયામાં તો કોઇ હતુ નહિ. આ અમે મંદિરમાં પાચેક જણ હતા તે ગાળાગાળી ને ઝપાઝપી થતી સાંભળી બહાર નીકળ્યા ત્યા તો પેલાઓના હાથમાથી છટકીને પનીએ કુવામા ભુસકો માર્યો. પેલા તો ઝીણિયાને

બે ચાર ડાઘો લગાવી નાસી ગયા. અને અમે છોકરા તો શું કરીએ? બે-પાંચ મોટા માણસ આવ્યા ત્યારે તેને કાઢી. અને પછી એકે ઉમેર્યું:

સાહેબ, હજી થોડો થોડો જીવ છે. હોં!

'અને બીજો બોલ્યો, 'ચાલો! ચાલો!'

અને અમે ચાલ્યા.

નાનકડું ટોળુ અમારા ઘર આગળ ભેગુ થયું હતું. કુવાની પાસે ઝીણિયો કાદવમા અર્ધો બેભાન પડેલો હતો. ટોળામાં થઈને અમે ઓટલા કને પહોંચ્યા મારી નહાવાની જગ્યા ઉપર પનીને સુવડાવેલી હતી. અને તેની પાસે એક ડોસી બેઠી બેઠી તેના કપડાં ઠીકઠાક કરતી હતી. કુવામાથી કાઢ્યા પછી પનીને બચાવવા માટે કોઇએ કશું જ કર્યું નહોતું. બે ચાર જણ સિવાય બાકીનુ ટોળુ નર્યા કુતુહલથી આ સ્ત્રીના શરીર તરફ તાકી રહ્યું હતું. થોડીથોડી વારે કોઇ કંઇક બબડીને ચાલ્યું જતુ હતું.

અને અચાનક કાદવમાં ખરડાયેલો ઝીણિયો ભુત જેવો એક ભયાનક ચીત્કાર કરી ઉઠયો અને ટોળામા ધસ્યો 'કયા છે? કયાં મરી ગઇ? કુવામા પડીને તું કયા છટકવાની છે? તારૂં મડદુ યે હું તો આપી દઇશ ચાલ ઉઠ મોટી સુતી છે તે!'

અને આગળ ધસતો ઝીણિયો પોતે જ પોતાના આવેશનો માર્યો ભોય પર પટકાયો કોકે તેને ઠોકર મારતાં કહ્યું 'ખરો બહાદુર બૈરીનો વેચનાર!'

હું પની પાસે ગયો. તેનામા કશું ખાસ રહ્યું ન હતું. કમળાએ. પેલી ડોસીએ અને બીજા એક બે જણ મળી પનીને ઉંચકી તેના ઓરડામાં લઇ ગયાં. ડોસીએ તેને માટે છાણથી ભોંય લીંપી સાથરો

કર્યો. કમળા ઉપર જઈને ઘીનો દીવો, તથા પોતાનું એક કોરું લુગડું પણ લઈ આવી.

નાનકડા બારણાની અંદર લોકોના માથાંની ભીંસ હતી, તેમાંથી રસ્તો કરી ધીરેધીરે ગામનો મુખી અંદર આવ્યો: તેણે પંચાતનામું કર્યું. કમળાએ લોકોને જરા બહાર કાઢી પનીને કોરૂ લુગડું નવું કપડું વગેરે પહેરાવ્યાં.

પનીના મો પર કશી વિકૃતિ નહોતી ત્યાં હમેશની પ્રસન્નતા હતી. તેના હોઠ સહેજ ખુલ્લા હતા અને તેમાંથી તેના મોતી જેવા દાંત દેખાતા હતા. મને થયું આ હમણા પની આખ ઉઘાડશે અને મને જોતા શરમાઈને લુગડાની કોરથી હોઠ ઢાંકી લેશે!

ત્યાં તો કમળા એકદમ આકળવિકળ થતી દેખાઈ. તેની નજર પનીના ફુલેલા પેટ પર ગઈ હતી. તેને કંઈ યાદ આવ્યું હોય તેમ તેનું શરીર કમકમી ઉઠયું અને છુટી પોકે તે રડી પડી. ડોસીએ ધીરે રહી પનીના પેટ પર લુગડું બરાબર ઢાકી દીધું.

સંધ્યાકાળ થયો હતો. ડોસીએ ઘીનો દીવો સળગાવ્યો. પનીના માથા પાસે મુકયો. અને એ દીવો જોતાંજ મને અંધારા આવ્યા.

સામેના મંદિરમા રોજની પેઠે આરતી શરૂ થઈ અને પ્રભુનાં નગારાં ગાજી ઉઠયાં. ધ ધં ધ! હડડધં! હડડધ!

આરતી ગાતા ભકતોમાં બાવાજીનો અવાજ નોખો તરી આવતો હતો. અને એ અવાજમાં સંત તુલસીદાસની બાની સંભળાતી હતી.

સિરી રામચંદ્ર કૃપાળુ ભજ મન,
હરણ ભવ ભય દારૂણં......

---

# સત્યનારાયણની કથા.

## લેખક : શ્રી રમણલાલ વ. દેશાઈ.

**માનવી** ઝડપથી આગળ વધતો નથી જ. નવી વિચાર સૃષ્ટિમા ઉછરેલાં યુવક યુવતી પોતાને બહુ જ આગળ વધેલાં માને છે. વીસ પચીસ વર્ષની આસપાસ રમતુ યૌવન ચાળીસીની આસ-પાસ ફરતી પ્રૌઢતાને જુન વાણી માને છે !

પરંતુ પચીસ વર્ષની ઉંમરે લખેલા જગતભરના પ્રેમપત્રો ભેગા કરી જુઓ ! આજની પેઢીના હજાર વર્ષ ઉપરની પેઢીના, કે બની શકતું હોય તો હવે પછીનાં હજાર વર્ષે લખવાના કાગળો ભેગા થઇ શકે તો કયો કાગળ કયી પેઢીએ લખ્યો એની ચોકસાઇ ભાગ્યે જ થાય. ભાષાનો આકાર ફેર હોય, પરતુ ભાષાની ભાવનામા તલપુર ફેર હોતો નથી. લીખીતમં કહાડી નાખીએ તો બધા જ કાગળો આપણા લખેલા હતા એમ શુ નથી લાગતુ ?

જુના ગુણ અવગુણ નવી દુનિયામા પણ કેવા પ્રવેશી જાય છે ? મને તો લાગે છે કે ગુણ અવગુણ એના એ જ હોય છે ! નવો સ્વાગ ધારણ કરવાથી ગુણ અવગુણ, ટેવ કે સંસ્કારનુ સ્વરૂપ બદલાતુ નથી.

નવીન સસ્કાર પામેલી કલા અને લગભગ આવતી કાલની મુર્તીસમો કાન્ત એ બે જણ પરણ્યાં ત્યારે ચારેપાસથી અમે

સાંભળ્યું કે સ્નેહ લગ્નનો વિજય થયો છે. કોઈએ તેને સુધારીને કહ્યું કે માત્ર સ્નેહનો વિજય થયો છે· લગ્ન તો તેનું આકસ્મીક પરીણામ માત્ર ગણાય યુવાનોની સામે કદી દલીલ કરવી નહીં મ્હેં પણ યુવક યુવતીઓની સાથે સ્નેહલગ્નનો મહીમા ગાયો એમાં મને શી અડચણ ? સ્નેહ પહેલાંનાં લગ્ન પણ સુખી થાય છે તો સ્નેહના અકસ્માત સરખા લગ્ન શા માટે વધારે સુખી ન થાય ?

મ્હારી પાડોશમાં જ એ બન્ને જણ રહેતા હતા કલા અત્યંત સુઘડ, ચપળ, ચબરાક અને વ્હાલસોહી હતી. કાન્ત પણ બહુ જ સસ્કારી, ભાવનાશીલ અને આનંદપ્રીય યુવક હતો. મ્હારી અને તેની વચ્ચે પંદર સત્તર વર્ષનો તફાવત. સ્વભાવિક રીતે જ આ ઉમરફેર અમને વેગળા રાખે છતા એ નવીન દંપતીને જોઈ હું રાજી થતો અને કવચીત તેમને ચ્હા માટે બોલાવતો

ન્હાના નામ પસંદ કરવા જેવાં છે, પરંતુ આપણી સભ્યતા એકલા નામથી રાચતી નથી. બંગાળીઓ સુધીર અને સુશીલ કે સુબોધની જોડે બાબુ લગાડી વાતચીતમાં નામને ગૌરવ આપે છે. મહારાષ્ટ્રી નામો આપણને વાંચવે તોછડા લાગે હોય વાતચીતમા ગોપાળને ગોપાળરાવ બનાવી એ ભાષા પણ નામની પ્રતિષ્ઠા વધારે છે. ગુજરાતીઓ કુમાર, લાલ, રાય જેવા છોગા રાખતા અટકી ગયા છે એટલે નામને છેડે ભાઇ કે બ્હેન લગાડી એકલ ન્હાના નામોનું તોછડાપણુ ટાળવા આપણી સભ્યતા મથી રહી છે.

એક દિવસ કાન્ત અને કલા મ્હારે ઘેર આવ્યા. વિવેકથી મ્હેં કાન્તને કહ્યું.

'આવો કાન્તભાઇ !'

કાન્ત હસ્યો. મને પણ હસવું આવ્યું ઘણા નામો સાથે ભાઇ ગોઠવાઇ જાય છે. પરન્તુ કાન્તની સાથે હળયુ નહી.

'મને માત્ર' કાન્ત 'કહો તો ?' કાન્તે કહ્યું.

'કહેવું તો એમ જ જોઇએ. પણ જરા તોછડુ પડે.'

'આપણે જુન વાણીને બહુ જ વળગી રહીએ છીએ ગુજરાતે નામો સુધાર્યાં પણ નામોના છેડા નથી સુધાર્યા.' કલાએ કહ્યુ

એ પણ સુધરશે પરંતુ જુવોને, કેટલાક નામ જ એવાં હોય કે જેમને સંભાળીને વાપરવાં પડે'

'દાખલા તરીકે ?'

'આપણી પડોશમાં એક વાઘ રહે છે એ જાણો છો ?'

'વાઘ ? હું જાણુતો નથી. વાઘ તે હોય ?' કાન્તે કહ્યુ.

હું ખરૂ કહું છુ. પણ એ વાઘ ને ઓળખવા હોય તો એકલા ભાઇ કહયે પણ નહીં ચાલે ભાઇ કહેતા પહેલાં પણ માનાર્થે જી નહી કહો તો તે તમને ઓળખશે પણ નહીં'

'મને ન સમજાયુ' કાન્તે કહ્યું.

'શું તું યે આટલું સમજતો નથી' એ તો પેલા વાઘજીભાઇ, સાથે આવેલી તેની પત્ની કલાએ પતિને વાત કરે છે! નવીન સ્નેહાર્દ ઢબે સમજણ પાડી વ્હાલમાં પુરૂષો પત્નીને એક વચનમાં સંબોધતા એ મ્હારા સમયનો સુધારો મને યાદ છે પરંતુ દસ વર્ષ પછી પત્નીએ એક વચનના સ્નેહ સંબોધનનો હક્ક મેળવ્યો હતો એ ઇતિહાસ નોંધી રાખવા સરખો છે.

'અ હં.' હસીને કાન્ત બોલ્યો.

'તમારા નામ માટે પણ એવી જ મુસ્કેલી છે. તમને કાન્તિલાલ કહેવાય નહી. તમને કાનજીભાઇ પણ કહેવાય નહીં. એકલા કાન્ત કહીએ તો કદી કદી મુસ્કેલી ઉભી થાય.' મ્હેં કહ્યું.

'કેમ !' કાન્તે પુછ્યુ

'જરાય નહીં.' કલાએ કહ્યું.

'એ તો ઠીક છે કે આ કલા બ્હેન ઉદાર છે. નહીં તો રસ્તે જતી ગમે તે યુવતી તમને 'કાન્ત' 'કાન્ત' કહ્યા કરે તો રસ્તામા નાટક ભજવાતુ લોકો ધારે ને !' મ્હેં કહ્યું.

હું માત્ર મજાકમાં જ બોલતો હતો એમ માની એ બન્ને જણ જરા હસ્યા. પરંતુ મ્હારા સમયમા પણ નામની પસંદગીનો પ્રશ્ન છેક કહાડી નાખવા જેવો ન હતો. મ્હારા એક મીત્રની પત્નીનું નામ ગગા હતુ એ જુની ઢબનું નામ તેને જરા ય પસદ ન પડયુ, એટલે તે પોતાની પત્નીને ઘણી વખતે ગેન્ઝીઝ કહીને બોલાવતો અને તે જરા વિદ્વાન અને મ્હોટા માણસમાં લેખાવા લાગ્યો ત્યારે એણે પોતાની પત્નીને 'ગંગોત્રી' સરખા નુતન અને ભવ્ય નામથી ઓળખાવવા લાગ્યો. 'કાશી' નામાભીધાનવાળી પત્નીથી અસતુષ્ટ બનેલા એક પતિએ તેનું નામ 'સુકેશી' માં બદલી નાખ્યુ ત્યારથી તેના હૃદય અને વાણીમા કવિતા ઉછળવા માંડી એવો પણ એક દાખલો મ્હેં જોયો છે. પછી તો કાન્ત મ્હારે ઘેર ચોપડીઓ લેવા ઘણું આવતો હતો. મ્હારી કેટલીક અવ્યવસ્તા, પહેરવેશ તરફની બેદરકારી અને અનિયમિતપણું જોઇ કાન્તને એમજ લાગતું કે હું જુના જમાનાનો માણસ છું. પરંતુ કાન્તે મ્હારો પુસ્તક શોખ જોયો ત્યારે તેને નવાઇ લાગી કે મ્હારા જેવો જુની ઢબનો માણસ નવીન યુગના કાન્તને પણ આશ્ચર્યમાં નાખે એવાં પુસ્તકો કેવી રીતે વાચી શકતો હશે ! જુનો જમાનો ! ઘણી વખત મને એમ થાય છે કે જગતમા કશું નવું હશે ખરૂ ? સમાજવાદ કે સામ્યવાદ વિષે ચાલીસ વર્ષની ઉપરના પુરૂષોએ કાંઈ જ વાચવું ન હોવું જોઇએ એમ માનતા કાન્તે મ્હારા ઘરમાં એ વાદ ઉપરના પુસ્તકો જોયાં ત્યારે તેને આશ્ચર્ય થયુ.

'વાંચ્યું તો ઘણું પણ હવે ગીતા અને ઉપનિષદ ગમતા થઇ ગયા છે.' કાન્તના આશ્ચર્યને હળવું પાડવા મ્હેં કહ્યું. વાત પણ છેક ખોટી ન હતી. મને લાગ્યું કે મ્હારી ઉમ્મરે કાન્ત પણ યોગના પુસ્તકો વાંચે તો નવાઇ નહી. માનવવિકાસનો એકજ ક્રમ! અને તે અતી ધીમો! ક્રાન્તિનુ જ્વલત ઉદાહરણ પુરૂ પાડી વર્ષોની મૌન સાધનામા બેસી ગએલા નાસ્તિક અરવિંદ ઘોષ વર્તમાન યુગના એક' પ્રતિનિધિ જ ગણાય ને?

કાન્ત ચર્ચા કરવા પણ ખુબ ઉત્સુક બનતો. હુ ચર્ચામા હારી જતો. બનતા સુધી ચર્ચામાં પડતો જ નહીં, છતા બુદ્ધિ અને વાણીની પટાબાજી ખેલતા કાન્તને જોતા મને મ્હારૂ પુર્વ જીવન યાદ આવતું. મ્હેં પણ કેટકેટલા વાદવિવાદ કર્યા હતા! કંઇક બુદ્ધિશાળીઓને મ્હાત કરવાની મ્હારી તાકાત મને ગર્વિષ્ટ બનાવી રહી હતી! પણ તેથી શુ? મ્હારી જીતથી મને કે જીતાયલાઓને તળપુર પણ લાભ થયો હોય એમ મને આજ લાગતું નથી

એકાએક કાન્ત આવતો અટકી ગયો કલા પણ આવતી અટકી ગઇ. મારી ચોપડીઓ પણ તેણે નોકર સાથે મોકલાવી દીધી અને નવીન ચોપડીઓ મગાવી પણ નહી. સ્નેહલગ્ન કરનાર, સ્વાતંત્ર્ય ઝંખનાર ક્રાન્તિ માટે શહીદીના સ્વપ્ન સેવનાર વર્તમાન યુવક હજી નોકરની સસ્થા રાખી રહ્યો છે એટલુ જ નહિ, તેને બહુ પ્રફુલ્લ બનાવી રહ્યો છે. મારા પીતાને એક નોકરે ચાલતુ ત્યા મ્હારે ત્રણેક રાખવા પડે છે, અને મ્હારા પછીની પેઢીની પ્રવૃત્તિ જોતા તેને નવેક નોકરો તો ઓછામાં ઓછા જોઇએ જ એમ મ્હારો અંદાજ છે. શું હજી માનવીનો સ્વભાવ નથી બદલાયો?

મ્હેં નોકરને પુછ્યું:

"હમણા કાન્તભાઇ કેમ દેખાતા નથી?"

" કાંઇ નહીં. અમસ્તું જ, " નોકરે કોઇ ગુપ્ત વાત પોતાના ઓછા હાસ્યમાં શમાવી મ્હને કહ્યું.

'તે પણ કશું કારણ તો હશે ને ?'

'મ્હોટા માણસોના ઓરડામાં આપણાથી કાંઇ જોવાય ? મને કશી ખબર નથી.' નોકરે કહ્યું. ધીમે ધીમે એ વધારે વાત કરી મ્હારૂ જ્ઞાન વધારત એમ મને લાગ્યુ. પરંતુ નોકરોને મહત્વ આપવા જેટલી મ્હારી જીજ્ઞાસા વધી ન હતી એટલે વધારે વાત કહેવા અટકી ઉભો. નોકરને મ્હેં જવા દીધો.

એક બે દિવસ તેમના તરફ મે દ્રષ્ટિ નાખી. સામાન્યતઃ બન્ને સ્નેહીઓ ભેગા ઘણુખરૂ બારીએ કે છાજામા ઉભાં રહેલાં જ હોય. સહજ અધારૂ હોય તો પાસે પાસે અડીને ઉભા હોય, નહીં તો એકબીજાની પાસે હસતાં વાતો કરતાં ઉભાં હોય. કોઇવાર અગાશીમાં પણ તેમના પડછાયા એકબીજામા ભળી જતા હોય અગર દીલરૂબા સાથે મધુરૂ ગાન કરતી કલાની સામે સમાધીમા પડેલી કાન્તની મુર્તિ દેખાતી હોય. સ્નેહલગ્નને છુપું શું હોય ? કાન્તની એક દલીલ હતી. એમા એમને વિવેક ભગ લાગતો નહીં.

પરતુ આ બન્ને દિવસ દીલરૂબા બંધ હતુ, અગાશી ખાલી હતી અને બારીઓ પણ ઉજડ બની હતી. બે ત્રણ વાર કાન્ત એક બારીએ ઉભો હોય તો કલા બીજી બારીએ આડું જોઇ ઉભેલી હોય એમ મને દેખાયુ. અતિશય ઉગ્ર પ્રેમ કોઇ કોઇ વાર રીસનો આશ્રય પણ લે છે એ હું જાણતો હતો. એ તો યૌવન ઘેલછા ! બન્ને ઠેકાણે આવી જશે એમ મેં ધાર્યું.

પરતુ એક સવારે કાન્ત ક્રોધભર્યો ચહેરો કરી મ્હારા વાચન ખંડમા ધસી આવ્યો.

'આવો કાન્તભાઇ! કે કાન્તુભાઇ કહું!' મ્હેં સહજ હસી તેને આવકાર આપ્યો.

'તમારા કાન્તને અને કાન્તુને બન્નેને જહાન્નમમાં નાખો!'

'જહાનમ તો જગતના શોખીનોને મળે. આપણે સાદુ મોટું સ્વર્ગ શું ખોટું? મ્હે કહ્યું

'સ્વર્ગ? હું ઘરમા જ જહાનમની યાતના ભોગવી રહ્યો છું.'

'સ્નેહલગ્ને સ્થાપેલા ઘરમા એમ તે હોય?'

'સ્નેહલગ્ન? કોણ જાણે કયી ક્ષણે મને અવળી મતી સુઝી અને મ્હે લગ્ન ..'

'અરે, અરે! છે શું? આમ નાહક ગુસ્સો કરો છો!'

'હું ખરૂ કહું છુ આજે મ્હે નીશ્ચય કર્યો છે કે અમારે છુટાછેડા કરવા.'

'પણ થયું શુ?'

'આજ દસ દીવસથી કલા મ્હારી સાથે બોલતી નથી'

'સારૂ સ્રીઓ થોડુ થોડું મૌન સેવે તો દુનિયા વધારે સુખી થાય.'

'હુ એ સહન કરી શકતો નથી. આટલી બધી રીસ? હુ કયા સુધી સાંખી શકુ?

'પણ એને રીસ ચઢી કેમ?'

'સાધરણ વાતચીતમા'

'કયી વાતથી એ રીસાઇ?'

'એ જ મને યાદ આવતું નથી ને!'

હું ચમકયો. ઝઘડો કયી બાબતનો થયો એ તો ભુલાઇ ગયું હતું, પરતુ ઝઘડો ચાલુ હતો! મને મ્હારો એક પ્રસગ યાદ

આવ્યો, અને એક ક્ષણમાં મ્હારા જીવનના ટુકડે ટુકડા થઇ જાય એવા અકસ્માતમાંથી હું કેમ બચી ગયો હતો તેનું સ્મરણ થતાં હું અત્યારે પણ કંપી ગયો

હું યે યુવાન હતો આજ કોઇ મને યુવાન ભલે ન કહે. પરંતુ યૌવનનો મને એ સ્પર્શ ખુબ થયો હતો, અને સ્નેહલગ્નને પણ ભુલાવે એવો સ્નેહલગ્ન મેં અનુભવ્યો હતો. માનવ સ્વભાવ કેવો વિચિત્ર છે અને રીસ ચઢતા મનુષ્યનું મન તેને કેટલે સુધી ખેંચી જાય છે એનો મને પુરો અનુભવ થયો. સામાન્ય સમજ, જતું કરવાની તત્પરતા અને નભાવી લેવાની શકતી પળે પળે કેળવવાની જીવનમા જરૂર છે એની મને તે દિવસે ખાતરી થઇ

હું પણ મ્હારી પત્નીને ખુબ ચ્હાતો હતો. કાન્ત કલાને ચ્હાતો હતો એમ ટીકાઓ ન ગણકારીને પણ અમારો પ્રચંડ પ્રેમ ઓગડાની બહાર પ્રકાશ ફેંકતો હતો હું ધારૂં છુ કે સહુને એમ જ થાય છે

મ્હારી પત્નીને ફુલ બહુ ગમતા સ્ત્રી જાતને કુસુમ ગમે છે. હું નિત્ય ફુલ કે ગજરા લાવતો, અને મ્હારે હાથે મ્હારી પત્નીને પહેરાવતો. સહુકોઇ થોડા વર્ષ આમ કરે જ છે જીવનભર પુષ્પની આપ લે થાય તો કેવું સારૂં ! પરંતુ એ પ્રશ્ન બાજુએ મુકું.

એક દિવસ હું બહુજ સુંદર ગજરો લઇ આવ્યો. સુતી વખતે મોજથી હુ પત્નીને મ્હારે હાથે પહેરાવીશ એમ ધારી તે મ્હેં મેજ ઉપર મુકયો સુતી વખતે જોઉં તો મેજ ઉપર ગજરો ન મળે !

મ્હે તે બધે શોધ્યો પણ મને તે જડે જ નહીં મેજ, ખુરશી, કબાટ ખોળી વળ્યો ખીંટી ઉપર જોયુ, કૃષ્ણના બાવલા ઉપર જોયુ અને મ્હારી પત્નીની છબી ઉપર જોયુ ગજરો કશે જ હતો નહી

અને છતાં પુષ્પની પરીમલથી મ્હારો ઓરડો છવાયલો હતો '

'શું શોધો છો ?' મ્હારી પત્નીએ પુછ્યુ.

'ગજરો ત્હારે માટે હું લાવ્યો હતો જડતો નથી.'

'જડશે આમ તો આવો.'

'ત્હને બહુજ ગમે એવો છે.'

'એમ ?' કહી મ્હારી પત્નીએ જરા હસવા માડયું.

'તેં સંતાડ્યો છે શું ? મ્હે જરા કડકાઇથી પુછ્યુ

'હા.'

'કયા છે ? લાવ.'

'મ્હારે માટે લાવ્યા છો ને ? એ મ્હારી પાસે જ છે.'

'મને દેખાતો નથી.'

આખો ઉઘાડો તો દેખાય. જરા ધારીને જુઓ.'

મ્હે ખુબ ધારીને જોયુ તેના હાથ ઉપર, તેના ગળામા, તેને પગે જોયુ. પણ ગજરો ન હતો. મ્હે ઉસીકુ તપાસ્યુ ગજરો ન હતો પલંગ જોઇ વળ્યો પણ ગજરો ન હતો, પણ એની સુવાસ તો આવ્યાજ કરતી હતી, પત્નીએ કયાં સંતાડી દીધો હશે ? હું જરા વ્યગ્ર થયો, સહજ ક્રૃદ્ધ પણ બન્યો. અને ગજરો લાવ્યાનો ઉદ્દેશ વીસરી જઇ ગજરો ન જડ્યાની માનસિક તીખાશ તરફ વળી ગયો

'ત્હારે ગજરો મને આપવો જ જોઇએ.' મ્હેં ખરી કડકાઇથી કહ્યું.

'શોધીને લેઇ લો હુ કયા ના કહું છુ ? મ્હારી પત્નીએ હસતાં કહ્યું.

અને તેના હાસ્યે મ્હારા ક્રોધને જાગ્રત કર્યો મ્હેં જોરથી કહ્યું:

'આપે છે કે નહીં ?'

'ના, ના, ના. શોધતાં ન આવડે તો છાનામાના બેસી રહીએ.'

'એમ ? હું છાનોમાનો બેસીશ તો પછી કદી નહીં બોલુ'

'સારૂ, હું જોઉં છું તમે ક્યાં સુધી નથી બોલતા તે.'

મ્હે બોલવું બંધ કર્યું અને આરામખુરશી ઉપર હું સુતો. પ્રેમાળ પતિ પ્રેમાળ પત્ની પ્રત્યે પ્રેમચેષ્ટા કરવા માટે ફુલ લાવ્યો. પ્રેમ, ચેષ્ટા અને ફુલ બધું બાજુએ રહ્યુ, પતિની ઉગ્રતા જાગી ઉઠી, અને પ્રેમ ઉડી ગયો.

મ્હારી પત્ની પણ પલંગને તકીયે માથું ટેકવી બેસી રહી. તેને મારા વર્તનમા સમજ ન પડી. તેના મુખ ઉપર પણ એક પ્રકારનો વિષાદ છવાઈ ગયો આમ ને આમ કેટલા કલાક વીત્યા તે તો ખબર નથી, પરંતુ મ્હારી પત્ની પલંગ ઉપરથી ઉતરી અગાશી તરફ વળી ત્યારે મ્હેં જોયુ કે તેના અંબોડામા જ ગજરો વીંટાયેલો હતો.

મ્હને મ્હારી અરસિકતા, અજ્ઞાન અને ક્રોધ પ્રત્યે તિરસ્કાર આવ્યો. મને મ્હારા પતિત્વની શરમ આવી. જે વસ્તુને માટે હું ઝઘડો કરી બેઠો હતો એનો ઉપયોગ મ્હારી પત્નીએ વધારે કલામય રીતે કર્યો હતો. મ્હને કેમ સમજ ન પડી ?

અગાશીના નીચા ઠેરા પાસે ઉભેલી મ્હારી પત્નીની પાછળ હુ ગયો અને મ્હેં તેની માફી માગી. પરંતુ જ્યારે કેટલેક દિવસે તેણે મને કહ્યું કે તેના મનમાં આપઘાતના વિચારો તે રાત્રે બળ કરતા હતા ત્યારે મને ભારે કંપ સાથે સમજાયુ કે કેવડી મ્હોટી શોક જીંદગીમાંથી બચી ગયો હતો ! અને તે શાને માટે ?

આ અમારા જીવનનો પહેલો અને છેલ્લો ઝઘડો હતો ત્યારથી કદી મ્હારી પત્નીનો મ્હે વિરોધ કર્યો નથી અને મ્હારૂ સુખી જીવન એ એક જ રાતના શિક્ષણનું પરિણામ છે.

મ્હેં મ્હારી આખી વાત નવસ્નેહી કાન્તને કહી. મારી વાત સાંભળી તે ગભરાઇ ઉઠયો

શું તમે એમ માનો છો કે કલા બારીએ ઉભી રહે છે તે આપઘાત કરવા માટે? તેણે પુછયુ

'કાંઇ કહેવાય નહીં. માનવજાત હજી ખુબ ઘેલી છે, એકની એક વસ્તુ કોને શું કરવા પ્રેરે તે કહેવાય એવું નથી. રીસ, ક્લેશ, અણુઆવડત અને અનુદાર સ્વભાવે કેંક જીવનને ઘાત તરફ વાળ્યાં છે. દેહ નહીં તો મન જરૂર મરી જાય છે.

'મને મારી ભુલ સમજાય છે. હું શાને માટે લઢયો તે જ મને યાદ નથી. પછી આવું વાતાવરણ કેમ રહેવું જોઇએ?'

'હું એ જ કહું છું. જઇને કલા બ્હેનની માફી માગો'

'પણ એ સ્હામુ જ જોતી નથી અને બોલતી પણ નથી'

'ગુન્હો તમે કર્યો છે. જલદી માફી માગી લો'.

'કયી રીતે પણ?'

'રીત હુ બતાવું. પત્નીને પગે પડો, સાષ્ટંગ પ્રણામ કરો, કાનની બુટ ઝાલો, ગાલે તમાચા મારો કે સો ઉઠબેસ કરો એટલું કર્યે જો પત્ની ન રીઝે તો હું તમને જરૂર છુટા છેડાની સલાહ આપીશ. પણ તે પહેલાં આટલું તો કરો જ'

મ્હારો આભાર માની કાન્ત તરત જ ઘર તરફ દોડ્યો. લગ્નવિચ્છેદની એની ઇચ્છા તદ્દન અલોપ થઈ ગઇ અને ઉપર એની કલા માટેની ચીન્તા વધી ગઇ એ હું જોઇ શકયો.

થોડીવારમાં મ્હારી પત્નીએ મને કહ્યું:

'કાન્ત અને કલા કેમ લઢ્યા તે જાણો છો?'

ના, કાન્ત તો ભુલી ગયો છે. એ હમણા જ મારી પાસે આવી ગયો.'

'કલા મ્હારી પાસે આવીને હમણા જ પાછી ગઈ. એને ઝઘડાનુ કારણ સાભરી રહ્યું છે'

'એમ? શુ કારણ હતુ?'

'કોનુ નામ વધારે નવું એ વિષે બને વચ્ચે વાદ ચાલ્યો. 'કાન્તનુ નામ જડ્યુ જ નહીં.'

'કલા' નામ પણ એવુ જ છે નવુ.'

'સત્યનારાયણની કથામાં કલાવતિની વાત આવે છે. એટલે એવી કથામા આવતુ નામ જુનવાણી તરીકે ગણાયું અને કલાને ખુબ રીસ ચઢી'

'પછી?'

'મ્હે એને આપણો એકનો એક ઝઘડો યાદ કરાવ્યો અને કહ્યુ કે એક ક્ષણના અકસ્માતે તમે સાધુ થતા' અટકી ગયા.'

'સાધુ? એ મ્હેં ક્યારે કહ્યું છે? હુ તો તારા આપઘાતના વિચારથી કપી ઉઠ્યો હતો.'

'તમે કહ્યું નહીં હોય, પણ સ્ત્રીના કલેશથી સાધુ થઇ જવાનો વિચાર તમને ન આવે એ હું માનતી નથી. અને આપઘાત કરીને પણ હું જીવનમાથી કેટલુ ગુમાવી બેઠી હત તેનો ખ્યાલ આવતા હું આજ પણ કપી ઉઠું છુ'

'પછી?'

'કલા ઘેર ગઈ છે. કાન્તને મનાવી લેશે.'

'સાંભળો. સાભળો. કલાએ દીલરૂબા શરૂ કરી દીધુ.' દૂરથી દીલરૂબાના સુદર સુંદર સુર સંભળાવા લાગ્યા.

તે એક વાર્તાકાર હતો—સફળ વાર્તાકાર: આધુનિક વિચારધારા ધ્યાનમા રાખી, એવી વાર્તાઓ તે લખતો હતો જે પ્રગતિશિલ વિચારોના પ્રચારમા મદદકર્તા થતી હતી નવયુગનો સંદેશ સભળાવનાર ત્હેની વાર્તા હરૂદયગ્રાહી હતી: પત્રોમા ત્હેની વાર્તાઓ અવાનવાર પ્રગટ થયા કરતી

સદભાગ્યે એક શિક્ષિત સ્ત્રી મળી હતી. માત્ર શિક્ષિત નહિ પણ પોતાની રૂચી અનુસારની. તે વાર્તા લખતો અને પોતાની પત્નીને વાચી સભળાવતો તે તેની પ્રશંસા કરતી કયારેક કયારેક દોષ પણ કાઢતી વિચાર-વિનિમય, વાદવિવાદ સઘળુ' થતુ. પછી તે પોતાના કોમળ હાથથી વાર્તાને સુદર અક્ષરોમા લખી કોં'ક છાપામા રવાના કરતી—એવી હતી તે વાર્તાકારની મદદકર્તા—સ્ત્રી—અર્ધાગના.

૦ ૦ ૦ ૦

તે ગરીબ હતો, નહિ, તેનો જન્મ એક ગરીબ કુટુંબમાં થયો હતો એમ કહેવુ એ વધારે બંદબેસ્તુ કહેવાશે. તે એક સાધારણ નોકરીયાત માણસનો પુત્ર હતો, ગુલામગિરિ કરતા કરતા તે એટલો બધો ગુલામી પરસ્ત બની ગયો હતો કે જીવનનું સાચુ સુખ બસ તે એક નોકરીમાજ જોતો હતો તે ઇચ્છતો હતો કે ત્હેનો પુત્ર પણ પોતાની માફક કોં'ક ઓફીસમા નોકરી કરે—દશ—વીશ રૂપીયા કમાય અને ત્હેને આપે. આવા વિચારોથી તેણે પુત્રને વધુ અભ્યાસ પણ કરાવ્યો નહતો પણ અફસોસ પુત્ર પોતાના મન અનુસારનો ન નીકળ્યો પિતાને જે જે ચીજો પર પ્રેમ હતો પુત્ર એ સઘળી ચીજોને ધિકકારતો હતો બનેના વિચાર પ્રવાહોમા આકાશ—પાતાળ જેટલુ અતર હતુ

એની પાડોશમા રહેતો એક બંગાળી બાબુ કે જે ફોજદારની ઓફીસમા કલાર્કનુ કામ કરતો હતો તેની ભલામણથી પિતાએ પુત્ર માટે એ ઓફીસમા ગોઠવણ કરી હતી. આ બગાળી બાબુની દિન-

ચર્ચા સાંભળશો ? રવિવારમાં ચાર–પાંચ વાગે ઉઠતો શૌચાદી વિગેરે કર્મોથી પરવારી ઓફીસના કાગળો લખવા બેસતો સાત–આઠ વાગે ચુલા પર એક બાજુ રસોઇ ચઢાવી પત્રો લખવાનું ચાલું રાખતો. ખાઇ–પી દશ વાગે ઓફીસમાં જતો ત્યાં પણ કલમ ઘસીઘસીને સાંજે પાંચ વાગે ઘેર આવતો અને પાછો રસોઇના કામ પાછળ રોકાઇ જતો ખાધા પછી પાછો કાગળો લખવા બેસતો. એ માણુસ; માણુસ મટીને યંત્ર જેવો બની ગયો હતો. એને ન હતી દુનિયાની ખબર કે ન પોતાની જાતની આ હતો તેનો દૈનિક કાર્યક્રમ

* * * *

આ નોકરી માટે તેને ઉમેદવાર બનાવવામાં આવ્યો હતો; સાંભળતાં જ બિચારો રડી પડ્યો. માનસિક ત્રાસથી તે બેજાર બની ગયો અને આખરે માંદગીને ખાટલે પટકાઇ પડ્યો. આ માંદગીને લીધે નક્કી કરેલી તારીખે ન જઇ શકવાને લીધે તેને આ જગ્યા ન મળી આને તે દેવતાનું વરદાન સમજવા લાગ્યો પણ અફસોસ; આ વરદાન અભીસત્યમાં પલટાઇ ગયું બસ એ જ દિવસથી એ ઘરમાં કલેશનાં બીજ વવાણાં માંદગીનો ભાર તેના તેના પર ઢોળવામાં આવ્યો બીજી જગ્યાએ નોકરી માટે તલાશ થવા લાગી પણ એ નાલાયક પુત્રે એક દિવસ સઘળી હિંમત એકત્ર કરીને કહી દીધું કે, "હું કલાર્કની નોકરી નહીં કરીશ" આ સાંભળી ઘરના સઘળા માણસો તેની ઉપર વરૂની માફક તુટી પડ્યાં

"દુષ્ટ," "નાલાયક," "હરામખોર" વિગેરે જાતજાતના વિશેષણોથી તે નવાજાવા લાગ્યો પિતાએ પુત્ર સાથે વાત કરવાનું પણ બંધ કર્યું અને માતા તેની પત્ની દ્વારા વેરનો બદલો લેવા લાગી

સાસુ દરરોજ યેનકેન પ્રકારેણ વહુ સાથે ઝગડતી. આ કલેશ દિવસે દિવસે ભિષણ રૂપ ધારણ કરવા લાગ્યો. વાર્તાકાર પોતાની

ધુનમાં એટલો બધો મગ્ન રહેતો કે આ વાતમા તેને જરા પણ સમજણ ન પડતી. જે જાતનુ જીવન, વાર્તાકાર, કવિ અને સાહિત્યકાર પસંદ કરે છે એવુંજ જીવન એ બેપરવાહીને પસંદ હતુ

આખરે કલેશ એટલો બધો વધી ગયો કે એ બેપરવાહ વાર્તાકારને પણ પરવાહ કરવી પડી પત્નીને રડતી જોઇ તેણે ધીરેથી પુછ્યુ "શુ વાત છે વસુ ?"

તેણે કહ્યુ "તમે કમાતા નથી અને આપણે બને બેઠા બેઠાં ખાઇએ છીએ એવા મ્હેણાં તે દરરોજ મારે છે રાત્રે થોડો રાંધેલો ભાત વધ્યો એટલે મારો ઉધળો લેવા મંડી ગઇ હુ પુછુ કેટલા ચોખા રાંધવાના છે ત્યારે કઇ પણ બોલતી નથી. જો ઘટે તો મારે પેટે પાટા બાંધવા પડે છે અને વધી પડે તો બસ મારૂ આવી જ બન્યુ. આ કટ–કટથી મારી તો તબીયત પણ બગડી ગઇ છે. તમે સઘળુ જુવો તો છો કે હું સઘળુ શાંત ચિત્તે સહન કરૂ છુ પણ મ્હારા નિર્દોષ માબાપને ગાળ ભાંડે એ મ્હારાથી હરગીઝ સહન થઇ શકશે નહિ.. ...આખરે રોજ–રોજ........

તે ઓરડા બ્હાર આવ્યો ને માતાજીને આજીજી કરી કહેવા લાગ્યો, "મા તારે એને જે કહેવું હોય તે બેધડક કહ્યા કર પણ એ બિચારીના નિર્દોષ માબાપને શા માટે નકામી ગાળો ભાંડે છે'

આટલુજ બસ હતુ. બળતી આગમા હજાર મણ ઘી રેડાઇ ગયુ.

સ્ત્રીના ગુલામ ! સ્ત્રીપરસ્ત ! પત્નીના પક્ષપાતી અને કોણ જાણે આવું આવું તેને કેટલુય સાંભળવુ પડયુ

આખરે નાદિરશાહી હુકમ છુટયો કે તેણે તેની પત્ની સાથે પહેરેલ કપડે એકદમ ઘર બ્હાર ચાલી જવું.

કેવો નાલાયક ?

અને આ હુકમ કોણે છોડયો? માતાએ! કે જેણે નવનવ મહિના સુધી ભારે સંકટ સહન કરી પોતાના ઉદરમા એને પોષ્યો હતો એ માતાએ!

વાર્તાકારના હૃદય પર ભારે ચોટ લાગી. તે રડ્યો–ખુબ રડ્યો. કોણે શાંત કર્યો? સ્ત્રીએ કે જે એને સમજતી હતી. મદદ કરતી હતી, તેનુ મુલ્ય આંકવામાં સફળ હતો, હા, તેણે!

આત્મ–ગૌરવે હીંમત આપી; કેટલાક દીવસો સુધી તે વાર્તા પણ ભુલ્યો. ખાધાપીધા વગર કપડાલત્તાં વગર તે ચાલી નિકળ્યો.

× × × ×

"ઓહો તમે છો? આવો આવો કેટલા દિવસથી અહીં પધાર્યા છો? જુઓ ભાઇ અમે તમારી આ બાબતની જ ચર્ચા કરી રહ્યા હતા. વાહ ભાઇ તમે ઘણું ઉચ્ચ કોટીનુ લખાણ લખો છો.

તેણે જોયુ; સાથેસાથ સઘળા ટેના શિર્ષકવાળી વાર્તામાં જ મગ્ન હતા પણ તેને એમની વાતોમાં જરા પણ રસ ન પડ્યો. લગભગ બે કલાક સુધી સાહિત્ય, વાર્તા કલા વિગેરે કથાયો ઉપર વાતો થયા કરી એક પછી બીજા એક જુદા જુદા વિષયો ઉપર વાત થતી હતી પણ તેનુ ધ્યાન તો બીજે જ હતું.

"......આ લોકો કેવા છે? ત્રણ ત્રણ દિવસનો ભુખ્યો છુ જરા ખાવાનુ પણ ન પુછ્યુ! માત્ર શિષ્ટાચાર બાહ્ય આડંબર!..."

કેટલોક વખત બાદ તે જવા માટે ઉઠયો. પત્રના તંત્રી મહાશયે પાનનું બીડું તેની આગળ ધર્યું.

"પાન તો હું નથી ખાતો." આટલું કહી તેણે ન્યુસપેપરની ઓફીસમાથી ચલતી પકડી.

"ઘણી જ નીરસ વ્યક્તિ લાગે છે." તેના ગયા બાદ એક માણસ બોલ્યો·

"અરે જક્કી છે." બીજો બોલ્યોઃ

"પણ લખે છે ચીજ." ત્રીજો બોલ્યો·

ચોથાએ ચોથી વાત કહી.

* * * *

સંધ્યાનો સમય હતો, તેને ભુખ ખુબ સતાવવા લાગીઃ કોઇ પણ ઉપાય નહિ સુઝવાથી તેણે હાથપરની વીંટી વેચવાનો વિચાર કર્યોઃ પણ આવા વિચારો આવતા તેનાથી રડી પડાયુ. કેટલા બધા હર્ષથી તેણે આ વીંટી કરાવી હતી. પણ તે લાચાર હતો બીજો કોઈ રસ્તો હતો જ નહિં પેટ પણ કોઈનુ થોડું જ માને છે? એક લોજમાં ધુસ્યો પેટ ભરીને ખાધુઃ હવે?

". ......શું વીંટી વેચી જ દેવી પડશે? કેટલી સુંદર છે. એનું લાલ નગ કેટલુ સુંદર લાગે છે. કેટલી આકર્ષક છે?

"......પણ એને શું કહીને આપુ! એ શુ સ્હમજશે? મારી પાસે પૈસા નથી એમ એને શી રીતે કહું? આ વીંટી છે લે......"

આની વચ્ચે તેણે મોઢું લુછવા માટે ગજવામાંથી રૂમાલ કહાડયો. સહસા આકાશમાંથી ખરતા તારાની માફક તેના ગજવામાથી દશ દશની ત્રણ નોટો નીચે જમીન પર પડી.

"અરે તેનાથી બોલી જવાયુ. નોટ જલ્દી જલ્દી વટાવી તે પાસેના ખુલ્લા મેદાનમા બેસી રડવા લાગ્યો. કંઇક જોરથી કંઇક ધીમેથી.

"વસુ ! વસુ ! ! તું મ્હારી કેટલી દરકાર રાખે છે ? તું આ રૂપીયા કયાંથી લાવી ? તેં જરૂર એ પૈસા તમારી માતા પાસે લીધા હોવા જોઇએ."

*     *     *     *

બીજા દિવસે તે એક બીજાં પત્રની ઓફીસમાં ગયો. છેલ્લો કેટલોક સમય થયા તે આ પત્રના તંત્રી સાથે ગાઢ પરિચયમા આવી રહ્યો હતો. ઓફીસમા જઇ તેણે પોતાની સારીય વાત તેને કહી સંભળાવી અને બની શકે તો નોકરીએ રાખી લેવાની વિનતી કરી. તેને ઉમેદ હતી, કોઇપણ તંત્રી તેને મેળવી ગૌરવાન્વીત બનશે.

પણ આ તંત્રી મહાશયે તેને સ્પષ્ટ "ના" સંભળાવી દીધી.

આ "ના" થી તેનું દિલ સખ્ત ઘવાયુ. કારણ કે આ સૌથી પ્રથમજ સમય હતો જયારે તેણે નોકરી માટે યાચના કરી હતી. તેની આખમા આસુ ભરાઇ આવ્યાં અને તેજ દીવસે તે મુબઈ આવવા ઉપડયો

*     *     *     *

સાહિત્ય પરિષદની બેઠક ભરાનાર હતી. ગુજરાતી, હીંદી, મરાઠી, બંગાળી, ગુરૂમુખી વિગેરે સઘળી ભાષાના પ્રતિનિધિઓ એકત્ર થયા છે "હીંદમાં રાષ્ટ્ર-ભાષાની" સમશ્યા ઉપસ્થિત છે. વાદ-વિવાદનું બઝાર ગરમ છે. સઘળા પોત-પોતાની ભાષાને શરેષ્ઠતમ સિદ્ધ કરવાના પ્રવચનો કરી રહ્યા છે.

પ્રમુખની ખુરશી "ભારત" ના સંપાદક શોભાવી રહ્યા છે. આજે એ પ્રમુખ મહાશયનું છેલ્લું ભાષણ થનાર છે આજે શ્રોતાઓની સંખ્યા લાખ્ખો સુધી પ્હોચી ગઇ છે. હિંદના ખુણે ખુણામાંથી લોકો આવી પહોંચ્યા છે, નેતાઓની આટલી બધી મોટી સંખ્યામા હાજરી પહેલા કોઇપણ વાર જોવામા આવી ન હતી.

*　　　*　　　*　　　*

ધીરે ધીરે ભાષણની શરૂઆત થઇ. સઘળા ઉત્સુકતાપુર્વક સાંભળવા લાગ્યા ભાષણના અંતમા તેણે હીંદીના પક્ષમા પોતાનો અતિમ નીર્ણય જાહેર કર્યો.

સઘળા જયજયકાર કરી ઉઠયા. વિદ્વતાપુર્ણ ભાષણે સઘળાને બોલતા બંધ કરી દીધા. વિરોધીઓએ પણ જય જયકારમાં પોતાના સુર પુરાવ્યા. એકી સાથે ડઝનો મહિલાઓ અને પુરૂષો ફુલહાર પહેરાવવા માટે વ્યાસપીઠ ઉપર દોડી ગયા, અંતમાં એક વૃદ્ધ આવ્યો, તેના હાથ ધરૂજી રહ્યા હતા, આંખો સજળ હતી

તે નજદીક આવતાંજ સભાપતી એકદમ ચોંકીને ઉભા થઇ ગયા.

" બેટા ! બેટા ! !......" અને ગરમ આસુના ટીપા સભાપતીના પગ પર ટપકી પડયા.

" આપનાજ આશીર્વાદનું આ ફળ છે પિતાજી.'

અને પછી તેનો સ્વર પણ ભારે બની ગયો

# ગરીબની જાન.

લેખક : શ્રી. મુરલી ઠાકુર.

જરૂરિયાત પણ એક કોયડો છે. અનેક પ્રકારની જરૂરિયાતો અનેક પ્રકારે સાધવામાં આવે છે. આ રીતે કાર્યની વિવિધતા જીવનની ઘડીઓ ભરી દે છે

બાગ એક મિત્રને બગલે બેઠો બેઠો એમની સાથે વાર્તાલાપ કરતો હતો. દૂર રસ્તાની કોરે અનેક કામગરી કામે લાગ્યા હતા. જમીન ખોદતા હતા

મે પૂછ્યુ—ભલા ' આ જાતને હુ હમેશ ખોદતાં દાટતાં જોઉ છુ, માટીના મોથી ઉચુ જોતા મેં એમને કદી જ જોયા નથી.

" તો શુ તમારા સામુ જૂએ ! એમ આપની ઇચ્છા છે !" મારા મિત્રે ટોળ કર્યું.

" જૂએ તો નિરાશ નહિ થાય પણ મારા મતે જોવા જેવું કૈં ખાસ નથી "—મે કહ્યુ.

" તેથી તો કદાચ ઉધું ઘાલી કામ કરતા નહિં હોય !" વળી એમણે કટાક્ષ કર્યો. કરવાની તક લીધી, " ટેવ ને તકને થોડોકજ કૈં સંબંધ છે ?"

"જૂઓ મજાક ન કરો. એક વસ્તુ પર હું ઘણા દિવસથી વિચાર કરૂં છુ."

"તેમાં જ જગતની ગતિ મન્દ થઈ ગઇ લાગે છે?" એમણે મારી ગંભીરતાનો લાભ લીધો.

"જૂઓ."

"શું જૂએ !"

"સાભળો !—આ લોકને કામ કરતા જોઉં છું ત્યારે મને અનેક કલ્પનાઓ સૂઝે છે. કોણ જાણે માણસોને એક જ કામ કરવામાં શી કરામત લાગે છે !—

"પેલા સૂરજને પૂર્વ પશ્ચિમના ફેરા ફરવા સિવાય કૈં સૂઝતુ જ નથી ! પેલા ગાડા સાગરને આઘો પાછો થવાની તલપ માતી જ નથી. જમીન સુંધી રીસાળ ચાલી જાય છે ! ત્યારે પેલા વાદળાને ઉંચે આકાશ ચઢી પડવાનો કોડ થાય છે ! એમ આ લોકના પણ કામ કરવાના કોડ હશે ?"

"તમને એમની ભાષા સમજાય છે?"

"ભાષા સમજાતી હોત તો કદાચ આપણે અહિ આટલી વાત કરી શકત નહિ"

ત્યા તો એમનો એક ઉપરી અમારા મામું તાકી જોવા મંડયો.

અમે એને કૈં પૂછીએ એટલામા તો એ પાછો વળ્યો ને કૈં કોઇ દિશામાં કોલાહલ થતો હતો તે દિશા તરફ એના પગ વળ્યા.

થોડે દૂર એના મજૂર બૂમો મારતા હતા. ભાષા અમને સમજાતી ન્હોતી, પણ કૈં તકરાર કરતાં હશે એટલો ખ્યાલ આવે એમ હતું. પ્રેમને કે કજીયાને ભાષાની કયા જરૂર પડે છે ?

મેં પેલા માણસોમાંથી એકને લડતો જોયો. એક સ્ત્રી સાથે એક પુરૂષ લડતો હતો સામસામા પત્થરોની ગેંદી દાવ રમતાં હોય એમ લાગ્યું, પણ થોડીવારમાં બાઇએ બૂમ મારી ધરતીનું શરણું લીધું ત્યારે લાગ્યુ કે આતો જીવલેણ મારામારી હતી.

અમે જરા આગળ આવી જોવા માડયું. અમારી આંખો જોઇ પેલા મુકાદમે કહ્યું. "સાબ એસા તો રોજ હોતા હૈ."

મે જરા કૈં પુછવાની તૈયારી કરી-જમીનનાં મૂળ જેમ એ ખોદતાં હતા તેમ એમના કજીયાનું મૂળ શોધવાનું મને ય મન થયુ.

ત્યાં તો એક જુવાન બાઈ મને સાહેબ જાણી ફરિયાદ કરવા આવી.

પોતે કેવી યુદ્ધ-લીલા કરી હતી તે મેં મારી આંખે જોઈ હતી છતાં મેં પેલા યુવાનને પુછ્યું:—

"અલ્યા કેમ આ બાઇને મારી!"

"સાહેબ! મારી નથી. હજુ તો રાતે છાપરીએ વાત. આતો જરા ઠંડી કરી. આ કામ ખોટી થાય છે ને તેથી."

"વારૂ ત્યારે અત્યારે કામે લાગ. તમારા ચૂકાદા જોવા હૂં રાતે જ આવીશ." મેં મારા મનમાં કહ્યુ ને બંગલે આવી ચા પીધી.

અમારા બગલાના સામેની જમીન ખોદાઇ. આટલા યુદ્ધ પછી જાણે કૈં જ બન્યુ નથી તેમ બધાએ કામ કર્યું ને સાંજ પડયે ભેગા મળી પગાર લીધો ને રવાના થયાં.

હું પણ હવે એમનામાંનો એક થઇ ગયો હતો આઘેથી જોવામાં પણ જીવનમાં કાઇ ગૂથણ થઇ જાય છે.

કોણ જાણે કેમ પણ હુ ય એમની પાછળ પાછળ ચાલ્યો.

ટોળે વળેલાં લોક ચાલે ત્યારે રસ્તા હોય ત્યાં વેગનવાટ જેવું લાગે, ને વાટ ન હોય યા ન્હાની હોય તો મોટી થાય. હું વાટ ન મળવાથી નાને રસ્તે શહેર બ્હાર આ કામદારોનાં ઝુંપડાની ભાગોળે થઇ ઝાડ નીચે બેઠો. આ પણ રમકડા જેવું ન્હાનુ ગામ લાગતુ હતું. એનું સૌંદર્ય દીઠા સિવાય કેમ પરખાય! ગામનાં ઉત્તરીય જેવાં એ રૂપાળા ઝુંપડાં!

પેલાં કામદારો તો એક પછી એક સર્વ નાનાં બાળકોના પત્તાનાં બંગલા હોય એવી ઝુંપડીઓમાં પેઠાં.

ધરતીના બાળ ધરતીની હુંફે માત્ર કામે લાગ્યાં. મ્હને ટંઠી લાગતી હતી. એમને ટંઠી ગરમીના બંધન ન્હોતાં.

હું પેલા જુવાનને શોધી કાઢવા મથતો હતો. આજુબાજુ ફરી આખો પડાવ જોયો.

શહેરને ખૂણે આ પડાવ ક્ષણિક જીવનનો સૂચક હતો અનેક ઝુંપડા માત્ર ત્રણથી ચાર ફીટ ઊંચા ઘટાટોપ રળિયામણા જેવા લાગતાં હતાં. ક્યાંક તાપણાં તો ક્યાંક ચૂલા સળગી રહ્યા હતા. અનેક ચૂલા ઉપર હોજરી જેવડાં જ વાસણોમાં રંધાતું અનાજ દૃષ્ટિએ પડતું. ગરીબી કે અમીરી! કોણ જાણે શેનુ ચિત્ર ખડુ કરતું હતુ તે તો હજુ મને કળાતું નથી.

એક છોકરાને, હું નવું પ્રાણી લાગવાથી અચંબો થતો હતો; એ મેં જાણી લીધું ને તેને પાસે બોલાવ્યો.

એ એકલો ફરતો હતો. મેં પૂછ્યું:—

"અલ્યા બધાં રાંધવા-ખાવા માંડયા છે ને તારે ખાવું નથી?"

'મારો ભાઈ હજુ નથી આવ્યો; આવતા ચોખા લાવશે તે અમે રાંધી ખાઈશું." છોકરાએ આશાભર્યો જવાબ આપ્યો.

"તે તારો ભાઇ શુ કામ કરે છે?" મેં ફરી પુછયુ.

"આ બધાની ભેગો જાય છે–આવી સડકો ખોદવા. હમણા હમણા મોડુ કરે છે."

'કેમ?' મે પૂછયુ.

એનો જવાબ મળે ત્યાર પહેલા તો બાજુની ઝુંપડીમાથી એક જુવાન સ્ત્રી દોડતી નીકળતી મે જોઇ ને હુ ચમકયો.

હુ જરા અંધારામા લપાયો ત્યા તો પેલા છોકરાને એ ટીપવા માંડી આખો પડાવ ચીબરીઓ જેમ વાચાળ બન્યો પક્ષ પડયા ને બધે જ અવ્યવસ્થા થઇ રહી, ઘણુખરૂ તો આ લોકોમાં અવ્યવસ્થા જ વ્યવસ્થિત હોય છે.

છોકરાએ ખૂબ માર ખાધો. મારી અંદર જવાની હિંમત ન્હોતી અન્ન–ભૂખ્યા આજે માનવ–ભૂખ્યાં બન્યા હતા એકમેકને ખાવા ધસતા હતા અનેક અવાજો વચ્ચે કયાંક કયાંક મીલના પાવા જેવી કારમી ચીસ સંભળાતી હતી. બાળકની એ ચીસ પાછી કોલાહલમા કયાય શમી જતી હતી.

ઘણાં બનાવોના પ્રેક્ષક થવુ પણ, અસહ્ય હોય છે એમ હું આ સહન ન કરી શકયો. જીવનમા વ્યવસ્થા ને શાન્તિમા ટેવાયેલાને આ અશાન્તિ અને અવ્યવસ્થા ને જીવક્ષેણ જગ અસહ્ય લાગ્યા

હુ જરા દૂર ગયો તો ત્યાં પણ એક માણસ દીઠો. એ અધારામા એક ઝાડને અઢેલીને બબડતો હતો.

'આજ તાડી પીવી છે. પીધી જ છે. એક પાલી ઓર દે, અબે દે ના! ઘેર જઇ પેલીનો ચોટલો ઝાલી જીવતી ધરતીમા ગોડવી છે."

મેં અત્યારે પણ યુવાનને ઓળખ્યો મારાથી બોલાઇ જવાયુ કે—"અલ્યા તારા ભાઈને માર–" પણ કહેતા તો હું ખચકાણો. આ પેલા બાલકનો ભાઇ એ અનુમાન મારા મને કયારે કર્યું ? એ વિચારૂ ત્યાર પહેલા એ નશાના તોરમા ને તોરમા ઉઠ્યો ને નાઠો મારી એ વાટ જૂએ એમ ન નહોતુ

" મારો ભાઇ ! માર ! " બરાડતો એ નાસતો હતો. અડફેટે એક લાકડુ ચઢયુ તે લીધું ને હસતો પડાવમાં પ્હોચ્યો,

દૂરથી મે કોકના માથા ઉપર લાકડાના થતા અફળાટ સાભળ્યા ને આ માનવજાતિ ઉપર તિરસ્કાર પોષતો ઘેર આવી સૂઇ ગયો.

આખી રાત કેટલાંનાં માથાં ટંકાણાં હશે ? માથે બેઠો રામ જાણે એ તો !

બીજે દિવસે સવારે મજૂરોને મેં ફરી કામ કરતા દીઠાં. મારી આખોએ બધાં મજૂરોને વીણ્યા—ફક્ત બે જણ કામ પર ન્હોતા

—પેલો જૂવાન છોકરો અને પેલી યુવાન બાઇ—પણ પેલા જૂવાનને બદલે એનો ન્હાનો ભાઇ બધાનાં ધક્કા ખાતો માટીના ટોપલાં ઉંચકતો હતો

હુ રોજ આ કામદારોને જોવા માંડયો, ત્રિજે દિવસે મેં પેલા છોકરાને પૂછ્યુ—

"અલ્યા તારો ભાઇ કયાં ?"

છોકરાએ મને બરાબર ન ઓળખ્યો, પણ બાળકો બહુ ઓળખની રાહ જોતા નથી ને !

"તે દિવસ તાડી પી મ્હારો ભાઇ આવ્યો ને ધમાલ થઇ હતી ને ! મારા ભાઇને પોલીસ લઈ ગયા છે. કહે છે થોડા દિવસમા આવશે–તાડી ઉતરશે ને ત્યારે.' બાળકે મને બધી માહિતી

આપી દીધી. ને તેના ઉપરથી મે કલ્પી લીધુ કે પેલાએ પેલી યુવાન સ્ત્રીને ઘા કર્યા હશે. પોલીસની કાપણી પૂરી થયે છૂટશે

આમ હું કલ્પના કરતો હતો ત્યાં બાળક બોલ્યો.

"આ ચાર દિવસની રોજી મુકાદમ લઇ લેવાના છે-પેલા પોલીસને આપવા. કહે છે એ મારા ભાઇને છોડાવી લાવશે."

હુ ફરી થોડાક દિવસ રહી પાછો ગયો તો રસ્તાને આડે એક ઝાડ નીચે પેલો છોકરો પોતાના ભાઈ જોડે બપોરના વખતે ઢેબરૂ ખાતો હતો, ને બાજુના ઝાડ નીચે પેલી જ બાઇ માથે પાટો બાંધી આમના સામુ તાકી ખાઇ રહી હતી.

આખા પડાવમાં શૂરવીર આ વીરની તારીફ કરતી એ બાઇની આંખ મેં જોઇ લોકો પાછાં કામે વળ્યાં. હુ તો આ બન્નેને તાકતો જ રહ્યો છેટે છતાં એઓ પાસે લાગતા હતા.

દોરી બળે પણ વળ ન મૂકે એમ માત્ર આંખ એક થવા દેતા ન્હોતા. ગોફણના ગોળા જેમ ફટાઇને ફરતા હતા. એમની અકળામણે મને અકળાવ્યો

મેં મુકાદમને જઇ પૂછયુ. આ બધાંની વાતો જાણવામા મને રસ પડતો હતો

મુકાદમ કહેઃ—"ભાઇ આ બે બહુજ ઉત્પાતીઆ છે. જુવાન, સાથે કામ કરે, પછી '-ન્હોતા બન્ને તે દિવસે સાથે ' તેમા આ જુવાન વળી અટકચાળો-બાઇને માથે ટોપલો ચઢાવતાં એના હાથ પગ સખણા રહ્યા નહિ ને છોકરીની જાત-પાછી જુવાન. મશ્કરી થતા ભડકા જેવી થઇ ગઇ, થઇ મારામારી, પોલીસના લફરાં થયા. કૈંક વિધિ થઇ ને આજે જૂઓ પાછાં એકનાં એક, એમને નાક હોત તો જોઇતુ 'તુ જ શુ ?

લઢે મૂઆ પણ લઢતા આવડતુ નથી હવે પાછાં એકમેકની ફુદરડી ફરે છે પણ કોણ સાધે ! છવતા ભમરડા છે બાપ !"

"તો તમે કેમ પાકી મુકાદમી કરતા નથી ? અહિં કામે લાવો છો તો આએ પતાવી આપોને !"

"ના રે બાપ એમ કહીએ તો છંછેડાશે એ તો પાણી જેવાં છે બાપ–ઝીલવા જઇએ તો ઢળી જાય. ઢાળ મળશે એટલે આપ ઠામે ભગશે.–"

"વારૂ પણ તમારી વાત હું કેમ માનુ ? આ પાછાં લઢશે તો !"

"ઉભા રો !" કહી એણે બન્નેને બોલાવ્યા. છોકરી માથે ટોપલા મર આવી તેથી મુકાદમે પેલા યુવાનને ઉતરાવવા કહ્યું.

ઊતરાવતા પેલાએ પાછી ખોડ કરી, ત્યા પેલી પાછી ભડકી તે અમે માડ શાત કરી.–પણ આ ભડકવુ કૈં જૂદા જ પ્રકારનુ હતુ જેણે પેલા મુકાદમ ને મને બન્ને ને હસવા પ્રેરણા દીધી. છતા યે મેં પેલા મુકાદમને કહ્યું—

'આ તો વળી વસમું થયુ.

"ના. આ તો ઠીક થયુ 'હવે એમની આખ મળી છે—તે મળ્યે જ છૂટશે" મુકાદમે અનુભવ ઉચ્ચાર્યો.

છતા મુકાદમની વાતમાં વિશ્વાસ ન બેસવાથી હુ ચાલી નીકળ્યો.

દસેક દિવસ પછી હું ફરતા ફરતાં થાકી પાછો વળ્યો તો મારા જ બગલા આગળ થઇ જતા પેલાં બન્નેને મે એકલા જોયા.

હું આટલા પરિચયથી સબધી જેવો થઇ ગયો હતો–તેથી મેં કહ્યું.

"કેમ અલ્યા! આ કોણ?" બન્ને માત્ર હસ્યાં—જવાબમાં મને પ્રશ્ન પૂછ્યો, 'પ્રેમથી કંકાસ કે કંકાસથી પ્રેમ'"—

આમ વિચાર કરતાં મેં ખીસામાંથી હાથ કાઢી નવયુગલને પહેરામણીની બે આની આપી. બન્ને મ્હોં સામું જોઇ હસી ચાલતા થયાં—ને મને જાનથી પાછા ફરેલા જાનૈયાનો અનુભવ થયો ત્યાં અમારા રસ્તા બદલાઇ ગયા હતા.

# હીરકી.

લેખક : મોહનલાલ સૂચક.

જાહેર રસ્તાને એક ખૂણે રોજ સાંજના આવતા જતા લોકોને એક અવાજ સ્પષ્ટ સંભળાતો. ફરી ફરીને તે અવાજ વાતાવરણમાં પ્રસરતો ને તે સાંભળી લોકો એક બાજુ ખૂણામા બેઠેલી દાતણવાળી હીરકી સામુ જોતા અને હીરકી પોતાના દાતણ સામું જોઇ વધારે મીઠા અવાજે ને વધારે જોરથી એ શબ્દો ફરી ફરીને બોલતી, ને રોજ એ રસ્તેથી પસાર થનારને તો પાણી જેવાં પૈસાના પાંચ પાચ, લીલા લીસા દોઢિયાનાં પાચ પાચ, આબા જેવા મીઠડાં રે પાચ પાંચ, લ્યો દાતણીયાં લીલા પાંચ પાંચ ! ના મંજુલ શબ્દો સાંભળવાનો પ્રિય કાર્યક્રમ થઇ પડયો હતો હીરકીના મીઠા શબ્દો, કુમળુ યૌવન ને શામળું સૌંદર્ય અનેક ગ્રાહકોને દાતણ ખરીદવા ખેંચી લાવતું ગ્રાહકો આવતા ને રસ્તે પડતા, પણ હીરકીને તો દાતણ ભલાં ને દોઢિયાં ભલા તેને ગ્રાહકો સાથે બહુ ઓછી નિસ્બત હતી.

'એઇ ઉઠો, ચલો ! નીકલ જાઓ ઇધરસે !'ની બૂમો પાડતા, ડંડો ફેરવતા સિપાઇઓ–પોલીસ લોકો આંટો દેવા આવતા ને થોડા લીલાં દાતણ ને થોડા ખણખણતા દોઢિયાંના પ્રતાપે શાંત બની પોતાની ફરજનું પાલન કરવા ચાલ્યા જતા.

રામપ્રસાદ પોલીસની નોકરીમાં નવો જ જોડાયો હતો. બધા પોલીસો સાથે તે પણ આંટા મારવા નીકળતો ને પછી તો કોઇ કોઈ વાર એકલો પણ નીકળી પડતો. પરંતુ જ્યારથી તેણે હીરકીને જોઇ, અને તેનો હલકભર્યો મીઠો અવાજ સાભળ્યો ત્યારથી તો આ રસ્તેથી પસાર થવાનો તેણે કાર્યક્રમ જ ઘડી રાખ્યો હતો. રામપ્રસાદ દાતણ વેચનારાઓને દમ મારી શકે તેમ હતો, તેમને રસ્તા પરથી ઉઠાડી શકે તેમ પણ હતો ને ધારે તો સારા પૈસા કઢાવવાને શક્તિમાન હતો. પરન્તુ તેણે આટલા દિવસમાં કદિયે એવું વર્તન ચલાવ્યુ ન હતું.

એક દિવસ હીરકી પાસે આવી રામપ્રસાદે ડંડો હલાવતાં કહ્યું:

" એ ઉઠાવ અહીંથી–નીકલ ! જલદી કર ! "

હીરકીએ આજે પહેલી જ વાર રામપ્રસાદને આમ બોલતો સાંભળ્યો આટલા દિવસથી તે અહીંથી પસાર થતો હતો, છતાં ન તો કોઇ પાસેથી એક પાઇ લીધી હતી કે ન તો દાતણુ માગ્યું હતુ. આજના આ વર્તનથી હીરકીને આશ્ચર્ય તો થયુ જ કારણ કે પોલીસોને પૈસા કઢાવવા કે લાંચરુશ્વત લેવાનુ શીખવવા કે શીખવાપણુ હોતુ જ નથી–પણ રામપ્રસાદ આમ બીજા સર્વ કરતાં પહેલેથી જ જૂદો પડી આવતો હતો. ને દાતણુ વેચનારાઓ ઘરાકોને ઓળખવાની પરવા ભલે ન કરે પણ પોલીસો સાથે તો તેમને હમેશનું કામ હતુ. એટલે તેમનાથી તો સદાયે ડરતા ને દબાતા રહેવાનું જ હતું.

રામપ્રસાદના અવાજમા ઓછી કડકાઇ હતી ને તેથી હીરકી માત્ર હકાર કરી બેસી જ રહી.

" ચલ ! ઉઠતી હૈ કે નહીં કયા સુનતી નહીં ? " રામપ્રસાદે હીરકીની નિશ્ચિંતતા જોઇ ઉગ્ર અવાજે કહ્યુ. જરા સંકોચ સાથે

જ તેણે આ શબ્દો ઉચ્ચાર્યાં હતા. તેના મનમા એક લાલસા ઘર કરી બેઠી હતી બધા પોલીસો પૈસા કઢાવે છે તો મારો શો દોષ ? ને એ વિચારથી જ આજે તેણે સખત બનવાની શરૂઆત કરી હતી. હીરકીને આજ સુધીમા ઘણા પોલીસોને પૈસા આપવાના પ્રસંગો આવ્યા હતા, પણ રામપ્રસાદે હજી સુધી કોઇ પાસેથી કઇ પણ લીધું હોય એમ તેણે સાંભળ્યુ ન હતું

"ક્યા તુમ ભી......" એટલું બોલી હીરકીએ મોઢું ઉચું કર્યું ને તેની ને રામપ્રસાદની આખો એક થઇ. ને બીજી જ ક્ષણે રામપ્રસાદ ત્યાથી ચાલતો થયો. હીરકી આનો અર્થ સમજી શકી કે નહીં એ વિષે કઇ પણ વિચાર કરવા કરતા "પૈસાના પાંચ પાચ"ની બૂમો પાડવાનું તેને વધારે લાભદાયી હતુ એટલે તેણે તેનો જ આશ્રય લીધો.

બે ત્રણ દિવસ પછી ફરી રામપ્રસાદ હીરકી પાસે આવી ઉભો રહ્યો.

"રોજ રોજ કહું છું છતા સાંભળતી નથી ? ચલ, ઉઠ. નીકળ અહીંથી !"

આવા શબ્દોથી બધા દાતણ વેચનારાઓની માફક હીરકી પણ ટેવાઇ ગઇ હતી એટલે થોડીવાર શાત રહી તેણે ખીસ્સામા હાથ નાખ્યો ને મોઢું ઉચુ કર્યું—ને તે દિવસની જેમ રામપ્રસાદની આખો સાથે પોતાની આખો મેળવવા પ્રયાસ કર્યો, પણ નિષ્ફળ. રામપ્રસાદનુ ધ્યાન હીરકી સામે જ હતુ બન્ને આખો એક થઈ, પણ શૂન્ય તે દિવસની માફક રામપ્રસાદ દૂર થવાને બદલે સ્થિર થઇ, ત્યા જ ઉભો રહ્યો

"ચલ, ઉઠાવ ! જલદી કર !"

"ના, બાપ ! લ્યો." કહી એક આઠ આની હીરકીએ રામપ્રસાદના હાથમાં સરકાવી દીધી.

"કાલથી અહીં બેસવાનુ નહીં ! સમજાય છે કે ?"

"પણ......"

"પણ શું ? બધા પોલીસો પૈસા લે છે, પછી મારો શો દોષ ? હું તો કોઇ દિવસ......"

"હા. કોઇ દિ' કંઈ તમે લીધુ નથી એટલે તો આજે તમને આટલા બધા પૈસા આપ્યા છે !"

"શું આટલા બધા......?"

"બાપુ ! આઠ આનામાં તો અમારા ગરિબના આઠ દહાડાના રોટલા થાય ! તમને તો એનો કંઇ હિસાબ નહીં..."

"એ કંઇ નહીં, અમારે તો કાયદા પ્રમાણે......"

"હા બાપુ, હા ! કાયદાની બીકે તો આ રૂપીયાની કમાણી-માથી આઠ આના આપ્યા છે ! નહીં તો......"

"નહીં તો શુ ?"

"બાપુ ! તમને શું કહું ? આ તો બધા લોહીના પૈસા છે. પૈસા ભેગા કેમ થાય છે એ તો અમારો જીવ જાણે છે; ને અમારો પૈસા પૈસાનો ધધો એમા પૈસા ભેગા તો કયાથી જ થાય ?"

"પણ આ બધુ મને શા માટે કહે છે ?"

"તમને ન કહું તો મારે કોને કહેવુ ? આ નાની કમાણી-માથી આટલા પૈસા તમે થોડા દહાડા અહીં બેસવા દ્યો એ માટે તો આપ્યા છે. બાકી એક દિવસ માટે તો......"

"ઠીક, જોઇશ !"

"બાપુ! અમારા ગરિબ પર રહેમ રાખશો તો ભગવાન સારો દી' આપશે!"

રામપ્રસાદ ચળકતી આઠ આની સરળતાથી ખીસામા સેરવતો ચાલ્યો ગયો, ને હીરકી પોતાના નશીબને જ દોષ દેતી પોતાનો નિયમિત ને અખંડીત "પૈસાના પાચ પાંચ" નો શબ્દપ્રવાહ વહાવી રહી.

"ફરી આજે બેઠી છે ને? ઠીક, ઠીક. દાતણ લાવજે તો!" બીજે દિવસે રામપ્રસાદ હીરકી પાસે આવી ધીમે અવાજે બોલ્યો.

હીરકીએ જલદી જલદી ચાર પાચ લીલા ને સીધા દાતણ કાઢી રામપ્રસાદના હાથમા મૂક્યા, ને રામપ્રસાદે બીજે હાથ વાદળી અંગરખાના ખીસાંમાં નાખ્યો ને પછી ધીમેથી કાલવાળી આઠ આની હીરકીના હાથમા સેરવી દીધી. હીરકીને આશ્ચર્ય થયું–ને તેણે રામપ્રસાદ સામે જોયુ, પણ રામપ્રસાદ કંઇ બોલ્યા વિના તરત જ ત્યાંથી ચાલ્યો ગયો

બીજે દિવસે રામપ્રસાદ કંઇ જ બોલ્યો નહીં. હીરકીએ તેને જોઇ ચાર પાચ સારા દાતણ જૂદા કાઢયા ને રામપ્રસાદના હાથમાં મૂકતા બોલી, "લ્યો, આજે બહુ સારાં દાતણ આવ્યાં છે!" રામપ્રસાદે ખીસામાંથી પૈસો કાઢી આપ્યો.

"ના, મને એ ન ખપે!" હીરકીએ પૈસો ન લીધો.

"લે..."

"ના."

"કેમ? દાતણ લઇને પૈસો આપું છું ને! તો પછી લેવામાં શું વાંધો છે?"

"પણ, બાપુ! તમારો પૈસો? અહીં બેસવા દયો છો એ કંઇ ઓછું છે?"

"તે એમા ક્યાં હું બાગ ઘરના રસ્તા પર......"

"હાં, ને કાલે પેલી આઠ આની પાછી કેમ આપી?"

"તમારા ગરિબના પૈસા મારે ન જોઇએ!"

"પણ કેમ? બધા ય તો લે છે! એટલુંજ નહીં પણ દમદાટી ને દાદાગીરી પણ કરે છે, ને ગમે તેમ વર્તે છે તેના કરતાં તો......"

"બીજા ભલે ગમે તે કરે, મારે એવા પૈસા નહીં જોઇએ. તે જ કહ્યુ હતુ ને કે ગરિબ તરફ રહેમ રાખવાથી ભગવાન રાજી રહે છે ને મને લાગે છે કે એ તદ્દન સાચું છે. સમજી? એટલે દાતણ હું એમ તો નહીં લઇ જાઉં–તારે પૈસો લેવો જ પડશે!"

"ના, એ વાત જવા દો. પણ કાલ તમે પૈસા પાછા કેમ આપ્યા એ મને સમજાતુ નથી! હાથમા આવેલા–મળેલા પૈસા કોઇ કંઇ પાછા આપી દે? એમ કઇ રાજીખુશીથી કોઇ એવો લાભ ગુમાવે?"

"હા! બીજા માટે એ વાત ખરી છે, પણ તું પાર્વતીને ઓળખતી નથી. એણેજ......"

"પાર્વતી? એ કોણ છે?"

"મારી પત્ની, તેણે જ આ તારા પૈસા પાછા આપવાનું કહ્યું. તારી પાસેથી પૈસા લઇ મે પાર્વતીને આપ્યા, ને તેણે પૈસા કયાથી કાઢયા એ પૂછ્યું, એટલે મેં તારી વાત કરી ને બસ, એ તો મારા પર ખૂબ ખીજાઇ ગઇ, પૈસા પાછા આપી છોકરાના સમ ખાઇ કહ્યુ કે આવા હરામના પૈસાની એક પાઇ પણ મારા

ઘરમાં નહીં જોઇએ. મારા છોકરાં માટે પણ નહીં જોઇએ!"

"હું!"

"હા તેણે એક પાઈ પણ લીધી નહીં, ને જ્યારે ઘણી મનાવી ને તને પાછા આપી દેવાની કબુલાત આપી ત્યારે જ શાંત થઇ ને પછી કહેવા લાગી કે વિચાર કરી જુઓ. બિચારી ગરિબડી દાતણ-વાળી આઠ આના માટે કેટલી મજૂરી કરતી હશે? પૈસો પૈસો કરી આઠ આના કેમ ભેગા કરતી હશે? આઠ આના માટે–અરે, પેટનુ પૂરૂ કરવા માટે તેઓ શુ શું કરે છે? ને એ કમાણીમાથી કેટલાનાં પેટ ભરાતા હશે? ગરિબોના પૈસા ત્રાબાના નથી, લોહીના હોય છે. ને ખરેખર! પાર્વતીની વાત અક્ષરે અક્ષર સાચી છે એ વાત મારા હૈયામા જડાઇ ગઇ છે ને મારૂ મન બગાડવા માટે ને પૈસા લેવા માટે પરતાવો થયો મને મારી ભૂતકાળની સ્થિતિ સાભરી! નોકરી નહોતી ત્યારે પૈસાની કેટલી કિમત હતી તે સાભર્યું! ખરેખર! મ્હને પાર્વતીએ પાપમા પડતો બચાવી લીધો છે. તુ પૈસા લઇ લે વિના કારણ મને પાપમાં નાખતી નહી!"

"પણ દાતણ તો હુ રાજીખુશીથી આપુ છું!"

"ઠીક, પણ પાર્વતી ના પાડશે તો પછી તારે પૈસા લેવા પડશે!"

"ભલે!"

"રામપ્રસાદની પાર્વતી કેવી હશે તેનો હીરકીને વિચાર આવ્યો. તે કઇ કોઇ માનસશાસ્ત્રની અભ્યાસી નહોતી કે એ પર લાબા વિચારો ચલાવી શકે માત્ર આ પ્રસગ પરથી રામપ્રસાદને ને પાર્વતીને ગરિબીના પૂરેપૂરા પાઠ મળી ચૂકયા છે એવી તેને ખાત્રી થઇ ગઇ. ને અજાણી, અણઓળખાતી પાર્વતીએ હીરકીના

હૃદયમાં ઉચ્ચ સ્થાન મેળવી લીધુ, ને રામપ્રસાદ પણ હવે બહુ જ સીધી રીતે વર્તતો હોવાથી ખરેખર તે તેને ભગવાનનો માણસ લાગ્યો.

એક દિવસ રામપ્રસાદ ફરી હીરકી આગળ આવી ઉભો રહ્યો હીરકીએ ચાર પાચ દાતણ કાઢી આપ્યા ને કહ્યુઃ

" રોજ દાતણ લઇ જતા હો તો!"

" પણ......"

" હવેથી લેતા જજો, હુ તમારે માટે ખાસ જૂદા કાઢી રાખીશ!"

" તારી પાસેથી બીજા કયા પોલીસ પૈસા લ્યે છે?"

" એ તો હોય! શું કરીએ? બધા કઇ તમારા જેવા થોડા જ હોય છે! એ તો કોઇવાર કંઇક આપવુ યે પડે!"

" પણ પછી......

" હા પણ બધા થોડામા માની જાય છે. એટલે બહુ નુકશાન નથી થતુ."

" ને તુ રોજ એકલી કેમ બેસે છે?"

" એકલી? રે હું અહીં એકલી જ છુ એટલે!"

" તારે કોઇ માબાપ નથી?"

" ના."

" તારા લગ્ન......"

" નથી થયા."

" ત્યારે આવડા મોટા શહેરમાં આ ઉમરે એકલી?

" હા- એ સીવાય છૂટકો નથી!"

"હા, સામેની જ ગલીમા એક મકાનના ઓટલા પર પડ રહું છુ."

"પણ ......."

"પણ શું? રામ રાખે તેને કોણ ચાખે! હુ તો કદી બીતી નથી કે ક્યાંય દુઃખ જોતી નથી!"

"હં!"

પેલા બંને પોલીસો બાજુમા આવતા હતા. રામપ્રસાદ ધીમેથી બાજુ પર સરી ગયો ને પેલા બંનેની સાથે મળી વાત કરતો કરતો તેમને આગળ ખેંચી ગયો.

- - - -

હુલ્લડને અગે આખા શહેરમા કરફ્યુ ઓર્ડરનો અમલ ચાલુ હતો. દસ વાગતા પહેલા સર્વને પોતપોતાના ઘરમા ભરાઇ રહેવાનુ હતું લગભગ સાડાનવ વાગવા આવ્યા હતા. રસ્તા પર લોકોની અવરજવર ઓછી થઇ ગઇ હતી, પણ હીરકી તો રોજની જેમ આજે પણ તેની જગ્યાએ બેઠી હતી બીજી દાતણવાળીઓ ચાલી ગઇ હતી પણ હીરકીને તો રાત સામેની ગલીમા જ કાઢવી હતી, એટલે પોલીસની બૂમ પડશે કે તરત પોતે ઉભી થઈ ચાલી જશે એ વિચારે તે હજી થોડા વધારે પૈસા મળશે એ આશાએ બેઠી હતી

થોડીવારે દૂરથી પોલીસના અવાજ સભળાતા હોય તેમ લાગ્યુ ને તે દાતણ ભેગા કરી ત્યાથી ઉભી થઇ સામેની ગલી તરફ ચાલવા લાગી એ જ સમયે રામપ્રસાદ સામી બાજુથી આવતો હતો હીરકીને તેણે ચાલી જતી જોઇ–ને પછી તે થોડે દૂર ચાલ્યો–ને કંઈક વિચાર આવતા ફરી પાછો વળ્યો ને ઉતાવળે પગલે ગલી તરફ ગયો, ને એક મકાનના ઓટલા પર હીરકીને બેઠેલી જોઇ તે તરફ નજર કરી પાછો ફરી ગયો.

સર્વત્ર સૂનકાર હતો. હીરકી માથે ઓઢી ઓટલા પર સૂઈ ગઇ હતી આજુબાજુના રસ્તાઓ ને ગલીઓ તદ્દન નિર્જન જ હતાં એકનો સમય થવા આવ્યો હતો. રસ્તાની નિર્જીવ ને સૂતી શાંતિને પવનના ઝપાટા કાગળના ટૂકડા તથા તેવા કચરાને ઉડાડી ચેતનવતી બનાવી ભયજનક બનાવતા હતા, પણ એ નિર્જનતા કે નિર્જીવતાની પરવા કર્યા વિના રામપ્રસાદે ગલીમા પગ દીધો ને હીરકી જે ઓટલા પર સૂતી હતી તે તરફ ચાલવા લાગ્યો.

તેણે આજુબાજુ નજર કરી લીધી ક્યાય કોઇ માણસ નજરે પડતું ન હતુ. સર્વત્ર શાંતિ હતી મકાનોમા પણ સર્વત્ર નિર્જીવતા જ પ્રસરતી હતી. રસ્તા પરની મ્યુનિસિપાલીટીની બત્તિનાં અજવાળામા કોઇ કોઇ વાર આટા મારી જતા ઉંદરો કે પાછળ દોડતી બિલાડીના સિવાય અન્ય કઇ પણ હીલચાલ દેખાતી ન હતી. રામપ્રસાદ ઓટલા આગળ આવી પહોચ્યો.

આ નિર્જનતા, આ એકાન્ત, આ વાતાવરણ ને હીરકીની અસહાય સ્થિતિ,–તેનુ મન ફરી ગયું, રામપ્રસાદ પોતાની જાતને ભૂલી ગયો પોતાના જગતને, સજ્જનતાને, ઘરને પાર્વતીને ભૂલી ગયો, તેના હૃદયમાં એક જાતનુ પાશવી તોફાન મચી રહ્યું. તેની વૃત્તિઓ અંધ બની ગઇ, તેની આખો સામે હીરકી રમી રહી–ને પછી તેના મનમાં કંઇ જ વિચાર ઉદ્ભવ્યો નહીં. તેને આજુબાજુ નજર કરવા છતા બીજું કઇ દેખાયુ નહીં તેની આંખમા એક પ્રકારનુ ઘેન ભરાઇ ગયુ હતુ તેના મનમા એક જાતનું ભૂત ભરાઇ બેઠુ હતુ. બસ–પછી તે તેની જાતને કાબુમા ન રાખી શક્યો. તેની આખો તેને બીજો માર્ગ ન દેખાડી શકી તેનું હૃદય તે તોફાનમાથી મુક્ત ન બની શક્યુ. તેની વૃત્તિઓ તેની ન રહી, તેનો આત્મા તેનો ન રહ્યો

ધીમેથી તે હીરકી સૂતી હતી ત્યા બેઠો. બત્તિના ઝાખા અજવાળામા તેણે હીરકીના મુખ ને દેહ પર થોડીવાર નજર કરી, પણ તે શામળા મુખ પર રહેલી નિર્દોષતા ને તે કુમળા શરીર પર રહેલું કૌમાર્ય તેની આખોને દેખાયાં નહી, તેની પાશવી વૃત્તિઓએ તેની વિચાર શક્તિને, તેની દૃષ્ટિને જડ બનાવી દીધી હતી. એકાએક તેણે કઇ પણ વિચાર કર્યા વિના હીરકીના શરીરને તેના હાથ વીટાળી દીધા.

હીરકી ભર ઉંઘમા હતી. થોડીવાર તો આ સ્પર્શની તેને અસર ન થઇ, પણ ભાનમા આવતા તેની આખો ઉઘડી ગઇ તેણે પોતાના શરીરને વીંટળાયલા હાથ જોયા તેણે આખો ઉઘાડી, ફરી બંધ કરી, પણ હાથ દૂર થયા નહીં. તેણે ફરી આખો ઉઘાડી. તેની આખોએ જે જોયું તે તેનું મન માનવા તૈયાર ન હતું. તેના મનમા પ્રશ્ન ઉઠયો 'કોણ રામપ્રસાદ! હેં ?' તેના હૃદયમા બીજો ધ્વનિ ઉઠયોઃ શું એ હોય ?' તેણે આખો ઉઘાડી જ રાખી ધારી ધારી જોયું. તેને ખાતરી થઇ ગઈ–તે રામપ્રસાદ જ હતો.

હીરકી કંપી ઉઠી, તે વધારે કંઇ વિચારી શકી નહીં. બોલવા પ્રયત્ન કર્યો પણ જીભ ચાલી નહી, તે જડ જેવી બની અવાક્ થઇ પડી રહી, તે ઉંઘમા જ છે એમ ધારી રામપ્રસાદે તેને જગાડવા પ્રયાસ કર્યો, હીરકીએ મહામહેનતે કહ્યું

"ભગવાનને ખાતર મને છોડી દો !"

રામપ્રસાદે તે સાભળવાની પરવા કરી નહીં. હીરકીને મનાવવા તેણે પ્રયાસ કર્યો પણ હીરકીની કંપારી તો વધતી જ જતી હતી. તેના અગમા ને હૃદયમા ભયકર ધ્રુજારી આવી ગઇ હતી, તેની જીભ પણ અત્યારે જાણે બોલવાની શક્તિ ગુમાવી બેઠી હોય તેવી

થઇ ગઇ હતી "હે પ્રભુ!" તેણે નિશ્વાસ છોડયો, ને બોલવા પ્રયાસ કર્યો "આ પાપ......"

રામપ્રસાદે તે સાભળ્યુ પણ ગણુકાર્યું નહીં. હીરકીએ ફરી પ્રયાસ કર્યો·

"તમે ?......આ પાપ.. ...?"

રામપ્રસાદે તેની સામે જોયુ. હીરકી તેની આંખો સામે જોઇ શકી નહી.

"હીરૂ!" રામપ્રસાદે કહ્યુ

"છોડી દો! તમારી પાર્વતી આ જાણશે તો......આ પાપનો બદલો......" હીરકીના મુખમાથી એકાએક બોલ નીકળી પડયા.

"હેં......પાપનો બદલો .....?"

"હા, ભગવાન બધાનો છે!" હીરકીએ રામપ્રસાદના મન૨ પરની લાગણીનુ જોર જોયું. સારો માણુસ મન પરનો કાબુ ગુમાવે ત્યારે કેવો બની રહે તે તેને આથી સ્પષ્ટ સમજાયું, ને તેની વૃત્તિઓ-પશુતા દૂર કરવાનો રસ્તો તેને જડી ગયો. દેવી સમાન પાર્વતીના ન નીરખેલી છબી તેની સામે રમી રહી, ને તે બોલીઃ "પ્રભુને ખાતર મ્હને છોડી દો! મને પાપમા ન ઘસડો, પાર્વતીને પાપમા ન ઘસડો, તમારા બાળ-બચ્ચાને......"

"હે......શુ? હીરૂ! તું શું કહે છે?" રામપ્રસાદ આ સાભળી રહ્યો, તે છક્ક થઇ ગયો, તેના હાથ છૂટી ગયા

"મારા જેવી ગરિબને અનાથનું તો તમારે રક્ષણ કરવું જોઇએ. આમ મને પાપમાં નાખશો તો તમારૂ સારૂ નહી થાય. તમે, તમારી પાર્વતી, તમારાં છોકરા, ભગવાન સારૂં નહીં થવા..."

"હીરૂ! તું શું કહે છે? આ પાપ છે? હેં! તુ સાચું કહે છે?"

"સાચું નહીં તો શું? પાર્વતી તમારી બૈરી છે. તમે જે કંઇ કરો તેમા તેનો ભાગ છે, તે કરે તેમાં તમારો......"

"તે શું કરે?"

"ધારો કે તે કોઇ બીજા પુરૂષ જોડે?"

'હે...મારી બૈરી બીજા પુરૂષ જોડે?" તેની આખો સામેથી ઘડીભર હીરકી દૂર થઇ ગઇ. તેનુ ઘેન ઓછું થઇ ગયુ. તેની પાશવી વૃત્તિ એક જાતના ક્રોધ, આશ્ચર્ય ને શંકામા ફેરવાઇ ગઇ.

"પાર્વતી તો દેવી છે, તે.. ..."

"હા, હા. તે દેવી છે. તમે આ પાપ કરી તેને દેવી મટાડી દેશો. આ છેતરપીંડી......"

"શું? આ છેતરપીંડી......"

"હા, હા. તમે તમારી તે દેવીને છેતરો છો, તમારાં બાળકોને છેતરો છો, તમારા મારાપણાને છેતરો છો તમે બધાને પાપમાં ઘસડો છો હવે તમારો વિશ્વાસ."

"શુ વિશ્વાસ, હેં?"

"તમારો વિશ્વાસ કોણ કરશે? અહીં આવ્યા પછી તમારા જેવા નેક ને સારા માણસ મેં કોઇને ધાર્યા ન હતા, ને તેથી જ મેં મારી બધી-વાત ખુલ્લે દીલે તમને કહી, હતી. પાર્વતીને તો મેં જોઇ પણ નથી. છતા તે દેવી છે પણ આ તેનું દુર્ભાગ્ય છે કે તેને......"

"હીરૂ ! હવે તુ કંઇ બોલ નહીં શુ હવે મારો વિશ્વાસ કોઈ નહી કરે ? હેં શુ હું મારી પાર્વતીને લાયક નથી ? હીરૂ ! હવે કંઇ બોલીશ નહીં"

તે એકદમ ઉભો થઇ ગયો. તેના મન પરથી કંઇક ભાર દૂર થઇ જતો હોય તેમ તેને લાગ્યું તેની આંખો તદ્દન ચોકખી થઇ ગઇ. તેની સામે કંઇ કઇ દશ્યો રમી રહ્યા. તેની નજર સામે રડતી પાર્વતી તથા ટળવળતા છોકરાનું ચિત્ર ખડુ થયું, ને તેણે આજુબાજુ નજર કરી. 'તે અહીં ?' 'તે અહીં શા માટે આવ્યો હતો !' તેના મનમાં વિચાર આવ્યો ને જે જવાબ મળ્યો તેથી તે ધ્રુજી ઉઠયો, તે ફરી રામપ્રસાદ બની ગયો.

તેણે આંખો ચોળી. તેનું હૃદય તેને ડંખી રહ્યું. મનની વૃત્તિઓ કાબુમા આવી. પશુતા દૂર થઇ ગઇ. 'હુ પાપ કરૂ ને તેનો બદલો બધાને, મારી પારુને, મારા બાળ-બચ્ચાને !' ને તે ખૂબ શરમાયો. મનમા એક જાતની કંપારી ચાલી રહી. કઇક વિચાર આવ્યો ને તેણે હાથ લાબો કર્યો, હીરકી ફરી ધ્રુજી ગઇ.

"હીરૂ ! બેન ! બાપુ !" ને હીરકીના કપડા તેણે જ સરખા કરી આપ્યા

"બેટા ભગવાન તારૂં ભલું કરશે આજે મારા ને પાર્વતીના તને આશિર્વાદ છે. તેં આજે મને, ને મારે લીધે પાર્વતી તેમ જ મારાં ભોળા બાળકોને પાપમાં પડતા બચાવી લીધા છે. તેં ખરેખર મારા પર મોટો ઉપકાર કર્યો છે ! હુ તારો કેટલો આભાર માનુ ? હીરૂ ! તું મને માફ કર !" ને તેણે હીરકીના પગ પકડી લીધા હીરકી એક સામાન્ય દાતણવાળી જ છે તે તો એ તદ્દન ભૂલી ગયો.

"અરે ! આ શું કરો છો ! હું તો તમારી દીકરી જેવી જ છુ !"

"મારી દીકરી જેવી ! હા ! હીરૂ ! આજથી તું મારી બેટી જ છે !" ને રામપ્રસાદે ઉભા થઇ હીરકીના માથા પર હાથ ફેરવ્યો.

"બેટા ! હવે તું નિરાંતે સૂઇ જા ! રામ રાખે તેને કોણ ચાખે ! હવે કોઇ તારૂં નામ પણ નહીં લઇ શકે ! તું મને જેવો ભલો ને સારો માણસ ધારતી હશે તેના કરતાં આજથી હું હજાર ગણો સારો ને ભલો થઈ રહીશ ! હીરૂ ? સૂઇ જા બેટા ! ને આ વાત ભૂલી જજે !"

ને રામપ્રસાદ ધીમે પગલે પાછું જોયા વિના ચાલ્યો ગયો. તે દૂર થયો કે તુરત હીરકીની આંખમાથી આંસુની ધાર ચાલી, ને પછી તો ક્યાં ય સુધી સામેની બત્તિ સામે ટગર-ટગર જોતી સ્થિર બેઠી રહી

શહેરમા હજી હુલ્લડ ચાલુ જ હતું. એટલે કરફ્યુ ઓર્ડરનો અમલ પણ ચાલુ હતો. તે દિવસની માફક આજે પણ હીરકી રસ્તા પર બધા ચાલ્યા ગયા પછી પણ બેઠી હતી. આજે શુક્રવાર હતો. કાલે તેને રૂપીયા પચ્ચીસ મોકલવાના હતા. હજી તે પૂરા થયા ન હતા ને તેથી બીક લાગતી હોવા છતા તે પોતાની જગ્યાએ જ બેઠી હતી થોડીવારમા પોલીસનો અવાજ તદ્દન નજીકમા સંભળાયો ને હજી તો તે પૂરાં દાતણ ભેગાં કરી લે તે પહેલા ત્યાં ત્રણ પોલીસો આવી પહોચ્યા.

"ઉઠાવ એ ! ચલો, પકડો ઉસકો !" કહી એક પોલીસે બીજા બેને આજ્ઞા કરી. બીજાઓએ દાતણ ઉચકી હીરકીને આગળ ચાલવા સૂચવ્યુ

"પણ બાપુ… …"

"પણ, કુછ નહીં ! ચલો જલદી !"

એક પોલીસે તેનો હાથ ખેંચ્યો.

" બાપુ ! ગરિબ માણસ પર રહેમ......"

" રહેમ ? રહેમ કયા ? તુમ લોકમેં અક્કલ કહા હે ! કાયદાકા ભી ભાન કહા હે ! "

" બાપુ ! કાયદાની ખબર છે, પણ પેલા કરસનને માટે......"

" એ કુછ ભી હો......"

" બાપુ ! મને પકડી જઇ શું કરશો ? "

" જેલમાં જાના પડેગા ! દુસરા કયા ? રૂપીયા પચ્ચીસ નીકાલના પડેગા, એ માલુમ હે ! નહીં તો છૂટકારા નહીં હોગા ! "

" પણ અમને ગરિબને......! "

" ગરિબ, ગરિબ કયા કરતી હે ! બોલ ! નીકાલ ! કીતના પૈસા હૈ ! "

" છ રૂપીયા ! પણ મારે કાલે......"

" અચ્છા ! દેદો ! સબ દેદો ! "

" પણ......પેલો મરી જશે ! "

" મરેંગે ! અચ્છા ! તો મરને દો. હમેરા કયા ? "

" બાપુ......"

" અરે કુછ સમજતી હે કે નહીં ? એ ઇતનામાં છૂટ જાયગી, ને જેલમાં ખેંચ જાયગા તો......"

" હું જેલમાં...પછી કરસનને પૈસા કોણ......"

" ચલ જલદી કર ! પૈસા દેદે ! "

હીરકી મૂઝાઇ ગઇ. ધીમેથી બે રૂપીયા કાઢી કહ્યું: " લો બાપુ: હવે જવા દો ! "

"એ નહીં ચલ સકતા ! સબ દેદો !"

"સબ ! બધાય આપુ ? ને કાલ……"

"ઠીક, પાંચ દેદો !"

"પાંચ ?"

"એ કયા લગાયા હે ! દેના હે તો દેદો, નહીં તો ચલો જેલમે !" એક પોલીસે તેનો હાથ પકડી આગળ ખેંચી, હીરકીએ પાંચ રૂપીયા આપી દીધા, ને પોલીસ ચાલ્યા ગયા, હીરકી એકલી હીબકા ભરતી રહી.

બીજે દિવસે રાતે રામપ્રસાદ મોડેથી તે રસ્તેથી નીકળ્યો ત્યારે હીરકી સૂવા ચાલી ગઈ હતી, ત્રીજે દિવસે તે થોડા દાતણ સાથે બેઠી હતી રામપ્રસાદ એ વખતે એક પોલીસ સાથે પસાર થયો હીરકી તરફ આંગળી કરી પેલા પોલીસે કહ્યું:

"દેખા, પહેલે દિન એ સબ નાસ્તાપાની કીયા ને એ સબ ઉસકા–એ દાતણવાલી લડકીકા પૈસા થા !"

"હે ! હીરકીના ?" ને રામપ્રસાદ કંઇ બોલી શકયો નહીં બને આગળ ચાલી ગયા થોડીવાર પછી રામપ્રસાદ પાછો ફર્યો હીરકી આજે તો બહુજ વહેલી ચાલી ગઈ હતી. તે ગલીમા ગયો.

"હીરૈ ! પૈસા મોકલ્યા ?"

"ક્યાંથી મોકલું ? આ હુલડે તો ……."

"ઠીક ! ભગવાન બધુ કરી દેશે. કાલે રાતે હું આવીશ !. હવે પૈસા માટે મુઝાતી નહીં !"

બીજે દિવસે રાતના બાર વાગ્યા ત્યારે રામપ્રસાદ પેલી ગલીમા ઘુસ્યો. સર્વત્ર નિઃશબ્દ શાંતિ હતી. હીરકીની રોજની જગા–પેલા ઓટલા આગળ આવી તે ઉભો રહ્યો. ઓટલા પર કોઇ ન હતુ !

આજુબાજુ નજર કરી! ક્યાંય હીરકી દેખાઇ નહીં! તે આશ્ચર્યમાં પડ્યો તેણે ધીમેથી અવાજ કર્યો:

"હીરકી! હીરૂ! હીરૂ, ક્યાં છે તું?"

એક દિવસમા હીરકી ક્યાં ગઇ હશે? તેનુ મન ચગડોળે ચડ્યું. ઠંડા પવને ને નિઃશબ્દ શાંતિએ, નિર્જન ને સૂનાં વાતાવરણે તેને અસ્વસ્થ બનાવી મૂક્યો થોડી વધારે બૂમો પાડી, પણ કોઈ જવાબ દેનાર મળ્યું નહિ ધીમે પગલે, નિરાશ હૃદયે તે રસ્તા પર ચાલી નીકળ્યો.

બીજે દિવસે સાંજના આઠને સુમારે તે પાછો પેલા રસ્તા પરથી પસાર થયો હીરકીની જગ્યાએ આજે બીજી જ કોઇ દાતણ-વાળી બેઠી હતી. તેનાં આશ્ચર્યનો પાર રહ્યો નહિ. રામપ્રસાદે આજુબાજુ આંટા માર્યા પણ કઇ ઉપાય સૂઝ્યો નહીં, એટલે એણે પેલી દાતણવાળીને જ પુછ્યુ:

"બાઇ! હીરૂ ક્યાં?"

"હીરકી!"

"હા!"

"તમારૂં નામ શું?"

"રામપ્રસાદ!"

"હં, હીરકી ફરી તેને ગામ ચાલી ગઇ!"

"કેમ? ક્યારે?"

"આજે બપોરની જ ગાડીએ ગઇ!" કાલે માગ બાઇ પર કાગળ આવ્યો હતો. તેમાં બેચરદાદાના કરસનના મરણના સમાચાર પણ આવ્યા હતા. આ સાંભળી તે તો ખૂબ રડી, માથા પછાડ્યાં, ને બપોરની ગાડીએ જ રવાના થઇ ગઇ!"

"હેં !"

"હા ! હે, આ લ્યો ! આ તમને આપવાનું કહી ગઈ છે !"

એમ કહી બાજુ પર કપડાં નીચે રાખી મૂકેલાં ચાર-પાંચ દાતણ તેણે રામપ્રસાદના હાથમા મૂકી દીધા.

"મને આપવા ......."

"હા"

ને વિશેષ કંઇ પણ બોલ્યા વિના ઉરના ઉંડા દર્દનાં ભાવોનાં છૂપા અશ્રુભરી તેની આંખોથી હીરકોની એ છેલ્લી સ્નેહભરી યાદ સામે જોઇને તે ધીમે પગલે ચાલ્યો ગયો.

# સાહેબની પેન

પ્રયોજક :: શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ.

ગોવિંદને હજી ગયા મહિનામાં જ નવમું વર્ષ બેઠું હતું. તેની દૃષ્ટિ હવે જગત તરફ જિજ્ઞાસા ઉપરાંત કુતૂહલથી જોવા લાગી હતી. ગરીબાઈમાં ઉછર્યો હોવાથી તેના વદન પર કોઈવાર ચમકતું હાસ્ય પણ મંદ અને ઉદાસ દેખાતું હતું, પરન્તુ તેની આંખોમાંની ચમક કાંઈ છૂપી રહેતી નહોતી.

તેના બાપ ખોડાએ તેને પૂરી મમતાથી ઉછેર્યો હતો અને તેને કોઈ વાતની ઉણપ રહેવા દીધી નહોતી ગોવિંદ બે વર્ષનો થયો ત્યારે તેની માતા મૃત્યુ પામી હતી અને ગોવિંદ ખોડાના ઘરનો એકનો એક કુલ દીપક હતો, એટલે ગૃહિણીશૂન્ય વગડા જેવા એ ઘરમા ખોડાને જો કાંઈ પણ આશાની ઉષ્મારૂપ હોય તો તે એક ગોવિંદ જ હતો. ખોડાએ પોતાના તન-મન-ધનની એવી ઓથ ગોવિંદને ધરી રાખી હતી કે તેને ઉની આચ પણ લાગે નહિ.

અને ખોડાને લાગતુ હતુ કે પોતે જે કષ્ટ વેઠીને ગોવિંદને ઉછેર્યો હતો, તે કષ્ટનો વળતો બદલો પોતાને મળી ગયો છે સાંજે નિશાળેથી ઘેર આવીને ગોવિંદ જ્યારે વાળુ કરતાં ખોડાને નિશાળમાં શીખેલી વાતો અને એવું બીજું ઉલ્લાસભેર કહેતો, ત્યારે ખોડાને

એ પ્રસન્ન બાલમૂર્તિને જોઇ રહેવાનુ જ મન થતુ અને મૃત્યુ પામેલી ગૃહિણીનું ઘડીભર વિસ્મરણ થઇ જતું.

જગત ઉપર કુતૂહલ દષ્ટિથી જોતા શીખેલાં ગોવિંદને હવે કાઇ કાઇ ઇચ્છાઓ થતી. નિશાળમા કોઇ ધનવાનનો છોકરો જરીયાની ટોપી પહેરી લાવતો તો પોતાની પાસે પણ તેવી ટોપી હોય તો કેવુ સારૂં, એમ મન થતુ. કોઇનો રગીન કોટ તે આકાક્ષાથી જોઇ રહેતો; કોઇના દોરી બાધેલા બૂટ પહેરવાની તેને ઇચ્છા થતી; એવી ઇચ્છા કોઇવાર તે પિતાને પણ કહેતો, પણ ખોડો ઇચ્છા પૂરી કરી શકે તેમ નહોતું મામલતદારની કચેરીનો પટાવાળો ધનવાનોના પુત્રોની હરોળમાં પોતાના લાડકા પુત્રને બેસાડવા કયાથી સમર્થ હોય? પણ ગોવિંદના કોડ પૂરવાને તે તેને પતગ અપાવતો, ભમરડો લાવી આપતો અને દિવાળીના તહેવારોમા પુત્રને પહેરાવવા માટે એક રેશમી ટોપી પણ આ વખતે ખોડાએ લાવી રાખી હતી.

એ નવી ટોપી પહેરાવીને ખોડાએ ગોવિંદને પહેલીવાર મામલતદાર સાહેબની ઓળખાણ પાડી અને તેને સલામ કરતા શીખવી જો કે સાહેબનુ તે તરફ બરાબર લક્ષ નહોતુ સાહેબ કોટ, પાટલૂન અને માથે દક્ષિણી ફેટો પહેરીને સીગારેટના ધૂમાડા ઉરાડતા ચાલ્યા જતા, બીજા હાથમા ચાદીની મૂઠવાળી લાકડી પકડી હતી, તેમના ચહેરા પરનો રૂઆબ જોઇ ને ગોવિંદને ભયાનક વાઘનુ સ્મરણ થયુ. પોતના પિતાના સાહેબની ગોવિંદના મન ઉપરની એ પહેલી છાપ હતી

એકવાર ગોવિંદને તેનો પિતા સાહેબની ઓફીસે લઇ ગયો ત્યારે તેને સાહેબનુ બીજુ દર્શન થયુ હતુ ક્રિગ...ક્રિગ ..કરતુ કાંઇક વાગે કે તુરત ખોડો પોતાની કમર પરનો પટ્ટો સમો કરે અને પૂરી અદબથી તથા ખૂબ ઝડપથી સાહેબની ઓરડીમાં જાય; પછી

પાસેની બીજી ઓરડીમા તે કોઇને બોલાવવા જાય; બીજા એક પટાવાળા પાસે કાગળીયાનુ મોટું દફતર ઉપડાવી ને કારકુન આવે, અને ઓરડીની બહાર ખોડાને પૂછેઃ 'સાહેબ છે તો ખુશ મિજાજમાને ?' અને પછી કારકુન પેલા દફતર સાથે ગભરાતો ગભરાતો સાહેબની ઓરડીમા પ્રવેશ કરે ગોવિંદને લાગ્યુ 'કે સાહેબની તબિયત પિછાણવામા પોતાના પિતા ચતુર છે, પણ સાહેબથી તે પણ ખૂબજ ડરે છે.

એક પ્રસગે ગોવિંદે જોયુ કે કારકુન ઉપર સાહેબ ખૂબ ગુસ્સે થયા છે, સાહેબ ટેબલ પર જોરથી મુઠ્ઠી પછાડે છે, ધોરા કાઢીને કારકુનને અગ્રેજીમા ઠપકો આપે છે તે વખતે બહાર ઊભેલો ખોડો પણ ભયભીત થતો દેખાતો અને અદર ઊભેલો કારકુન થરથર ધ્રૂજતો

મામલતદારની કચેરીના ઓટલાના એક છેડા પર બેઠો બેઠો ગોવિંદ એક બાજુ લખેલા ને બીજી બાજુ કોરા એવા નકામા કાગળ ઉપર કાઇ લખતો અને ચિત્રામણ કાઢતો હતો. વારે વારે મ્હોમા પેન્સીલ બોળીને તે જાડા કાળા અક્ષરો કાઢવા મથતો હતો એટલામા તેણે સાહેબનો ઉતાવળો ધાટો સાભળ્યો ગુસ્સાભર્યા પણ ન સમજી શકાય તેવા ઉદ્ગાર સાંભળ્યા, અને તેણે તે તરફ દૃષ્ટિ કરી તેનો પિતા બહારસ્તબ્ધ થઇને ઊભો હતો અને અદર ઊભેલો કારકુન વાઘ સમક્ષ ઊભેલી ગાય જેવો દેખાતો હતો

ગોવિંદ ઉઠયો અને ધીરે ડગલે સાહેબની ઓફીસની ઓરડી તરફ ગયો બારણાની બહાર બાજુએ લપાઇ તેણે અદર સહેજ ડોકીઉં કર્યુ ખોડાએ આખ કાઢીને ગોવિંદને ધીરેથી કહ્યુ "ખસી જા ત્યાથી ખસી જા !"

ગોવિંદે ડોકુ પાછુ ખેંચી લીધુ પણ તેનુ કુતૂહલ શમ્યુ નહોતુ એટલે થોડીવાર પછી પિતાની દૃષ્ટિને બીજી બાજુએ વળેલી જોઇને

તેણે ફરીથી ડોકિઉં કર્યું  સાહેબ હજી કારકુનને ઠપકો આપ્યા કરતા હતા અને કારકુન મૂંગો મુગો ઉભો હતો. તુરત સાહેબે ખિસ્સામાંથી કાર્ઇક કાઢયું અને એક પછી એક કાગળો હાથમાં લઇને ખચ્ચ્ર ખરરર કરતી સહીઓ કરવા માંડી.

ગોવિંદે જોયુ કે એ તો સાહેબની પેન હતી, પણ કેવી સુંદર એ પેન હતી ! રંગે કાળી, વચ્ચે જાડી, ઉપર સાકડી ને ચપટી અને અણીએ ચળકતી સોનેરીઃ જાણે પીળી ચાંચ વાળું નાજુક કાબરનુ બચ્ચું ! જાણે એ વારે વારે ચાંચ નીચી કરીને કાંઇક ચણતુ ચણતુ કાગળ પર સરકી જતું હોય !

થોડીવારે કારકુન સાહેબ પાસેથી છુટકારાનો દમ લઇને છૂટયો અને સાહેબે પેનને પાછી ગજવામાં મૂકી અને ગોવિંદનું મન એ સુંદર પેનની સાથેજ સાહેબના ગજવામાં પુરાયું.

ત્યાર પછી જ્યારે જ્યારે ગોવિંદ પિતાની સાથે ઓફીસે આવતો. ત્યારે એ પેન વડે સાહેબને લખતા ચોરી છૂપીથી જોવા, એજ તેના મનનુ એક કુતૂહલ બની ગયું હતુ ! તે એ પેન તરફ લુબ્ધ દૃષ્ટિથી જોતો અને એવી પેન પોતા પાસે હોય તો પોતે કેવી ઝડપથી તાવના તાવ ભરીને લખી નાખે તેવો તેને ઉમંગ થતો હતો. એ કાબરના બચ્ચા જેવી પેન અપાવવાને તેણે એકવાર પિતાને કહ્યુ પણ ખરૂ પણ પિતાએ તેને હસી કાઢયો. " મુરખ ! મારો બે મહિનાનો પગાર ખર્ચતાય એવી પેન ન મળે ?'

ગોવિદ સમજ્યો કે એવી પેન પોતાથી ખરીદી શકાય નહિ પણ તેને એવી પેન રાખવાની હોંશ તો થતી જ હતી પેનસીલના ટુકડાથી લખવામા તેને કેટકેટલી અડચણો લાગતી હતી અણી ઘસાઇ જાય તો તે છોલવા માટે ચપ્પુ જોઇએ. ચપ્પુ હોય નહિ એટલે પથ્થર પર ઘસીને અણી કાઢવી પડે અને એવામાં અણી

ભાંગી જાય તો લખવાનુ કામ જ બંધ થઇ જાય! પોતાના નવા જાકીટના ખિસ્સામાં પેલી સોનેરી ચાચવાળી કાબરી પેન હોય તો કેવી મજાહ! ચડપ કાઢીને લખવા મંડાય અને કેટલાય દિવસ સુધી ચાલ્યા કરે. અક્ષર પણ કેવા મજાના! અને વળી એ પેન જાકીટના ઘરેણાંની પેઠે કેવી દીપી નીકળે!

પણ એ કલ્પના સાથે તેણે ખીસ્સા તરફ જોયુ, અંદર હાથ નાંખ્યો, તેમા હતો એક પત્થર પેનનો ટુકડો અને એક પેન્સીલનો તૂટેલો ટુકડો. પેન વિનાનુ ગજવું તેને કેવું સૂનુ સૂનું લાગતુ હતુ!

દિવસો જવા લાગ્યો પણ મામલતદાર સાહેબની એ પેન ગોવિંદથી ભૂલાતી નહોતી. તેને દિવસમાં દસવાર અને રાત્રે સ્વપ્નમા પણ એ સાંભરતી.

એક દિવસ તેણે સાહેબ પાસે એ પેન માગવાનો નિશ્ચય કર્યો. નિશ્ચય કાંઇ નાપાયાદાર નહોતો. તેને એ પેન મળવાની દૃઢ આશા ઉપજે એવો એક બનાવ બન્યો હતો. મામલતદાર સાહેબના ગજવામાથી ભૂલથી પડી ગયેલુ એક પરબીડિયુ ગોવિંદને ઓફીસની કચરાની ટોપલી પાસેથી જડયું હતુ. પરબીડિયામા દસ–દસ રૂપિયાની બે નોટો હતી પટાવાળા માર્ફતે તે પરબીડિયુ કોઇને પહોચાડવા માટે મામલતદાર સાહેબે ટેબલ ઉપર રાખ્યુ હશે અને પછી તે નીચે પડી ગયુ હશે એવી ગોવિંદની એક કલ્પના હતી, બીજી કલ્પના ગોવિંદને ન આવી પણ તેના પિતાને કદાચ આવી હોત કે કોઇએ એ પરબીડિયું સાહેબને ભેટ મોકલ્યું હશે અને સાહેબ તે ગજવામા મૂકતા ભૂલી ગયા હશે અથવા તો ટેબલ પરથી નીચે પડી જવાથી તેમના ધ્યાનની બહાર ગયું હશે. પણ ગોવિંદે પિતાને એ પરબીડિયાની વાત કરવામાં પોતાની સલામતી માની નહિ. કદાચ પિતા પોતા પર ચોરીનો આરોપ મૂકે અને પરિણામે

પોતાને માર પડે એવી ગોવિંદને બીક લાગી હતી. આથી તેણે એ પરબીડિયું જાકીટના અંદરના ખિસ્સામા બરાબર મૂકી રાખ્યું હતું અને વખતોવખત તે જાળવાની અંદર સલામત છે કે નહિ તે અંચવાળી જોતો હતો.

સ્હવાર પડે એટલે પિતાને કહ્યા વિના સાહેબ પાસે જવું. પરબીડિયું આપવું અને ખોવાય ગયેલી નોટો પાછી મળવાથી સાહેબ આનંદમા આવેલા દેખાય કે તુરત નમ્રતાપૂર્વક પેલી કાબર જેવી ફાઉન્ટન પેન ઇનામ તરીકે માગવી, એવો તેણે ક્રમ ગોઠવી રાખ્યો હતો. આ ક્રમ ગોઠવતા તેને સાંજે ખાવાનુ પૂરૂ ભાવ્યું નહોતુ અને રાત્રે પૂરી ઉંઘ પણ આવી નહોતી. તેની દૃષ્ટિસમીપે એ ફાઉન્ટન પેન સુંદર શણગારવામાં સજ્જ થયેલી દેખાતી હતી અને ઉંઘમા તો તેને એ કાબરની પેઠે ઉડતી પણ ભાસતી હતી !

બીજે દિવસે તે દસ વાગતા સાહેબને ઘેર ગયો. પણ સાહેબ ઘેર નહોતા ઓફીસે ગયા હતા આટલા વહેલા સાહેબ કોઇ દિવસ ઓફીસે જતા નહિ છતા આજે તે ગયા એ ગોવિંદને માટે નવાઇની વાત હતી ઓફિસે પોતાના પિતા આવી ગયા હશે એવી ગોવિંદની ગણત્રી હતી પણ ગોવિંદ ઓફીસે પહોચ્યો ત્યારે સદ્દભાગ્યે હજી ખોડો આવ્યો નહોતો. તેણે ઓફીસના બારણાની પાછળથી ડોકીયુ કર્યું અહાહાહાહા ! પેલી પેન સાહેબના ખિસ્સામા શોભી રહી હતી. તેના દર્શનથી જ ગોવિંદ ઉત્સાહમા આવ્યો અને ઓફીસમા દાખલ થયો

આજે મેજ પર નવી કાળી બનાત બિછાવેલી હતી. લેખન સાહિત્ય પડયુ હતુ, કાગળો ગોઠવીને મૂકેલા હતા, પિતાને વારંવાર

ઉઠબેસ કરાવનારી પેલી ઘંટડી પણ આજે વધારે ચળકાટ બતાવતી હતી. સાહેબ કાગળનો પથારો ટેબલ પર કરીને ખુરશીમાં બેઠા હતા. પોતે એક અદ્‌ભૂત રમ્ય સ્થાને આવ્યો છે એવું ગોવિંદને લાગ્યુ

"સાહે...બ!" તેણે હળવેથી ઉદ્‌ગાર કાઢ્યો.

સાહેબે સહેજ માથું ઉંચુ કરીને દૃષ્ટિપાત કર્યો અને ગોવિંદનો ચહેરો વાઘના પંજામાં પડેલા હરણના બચ્ચા જેવો દેખાવા લાગ્યો.

ધ્રૂજતે હાથે પગબીડિયુ કાઢીને તેણે સાહેબની સમક્ષ મૂકયું અને તે પોતાને કયાથી તથા કેવી રીતે મળ્યું અને તેમાં પોતાના જોવામા શુ આવ્યું તે તેણે આવડયું તેવા શબ્દોમા જેમ તેમ કહી નાખ્યુ ભય અને સંકોચથી તે ગભરાયો પણ ખરો.

પણ સાહેબને હજી પરબીડિયું ખોવાયાનું સાભર્યું નહિ કે-પટ્ટાવાળાના છોકરાના આ પ્રમાણિકપણાની કિંમત સૂઝી નહિ કોણુ જાણે!"

"ઠીક, મૂકી દે અહીં." એમ કહીને સાહેબ પાછા કાગળ તપાસવામાં મગ્ન થઇ ગયા, અને ગોવિંદ પેન કેવી રીતે માગવી તેનો વિચાર કરતો જ ઉભો કાંઇક હિંમત ધારણ કરીને તેણે ધીમેથી ઉદ્‌ગાર કાઢ્યોઃ સાહે...બ!

સાહેબના કપાળ પર અકસ્માત આટણ પડયા. કામમાં વચ્ચે કોઇ અડચણ કરે તે તેમને પસદ નહોતુ તે ગુસ્સે થઇ ગયા અને ગોવિંદ સામે જોઇને એવી દૃષ્ટિ કરી કે ચુપચુપ ઓફીસમાંથી બહાર નીકળી જવામાં જ ગોવિંદને સલામતીનો ભાસ થયો. એટલામા બહાર આવીને ઉભેલા ખેડાએ એકદમ તેની કાનપટ્ટી પકડી અને તેને દૂર લઈ જઇને ગુસ્સાથી હાથ ઉગામ્યો અને પાછો તે ઓફીસના બારણા પર આવીને ઉભો.

અપ્રાપ્ત વસ્તુ અધિક પ્રિય લાગે છે. એ કાબરી પેન હવે ગોવિંદને ચેન પડવા દેતી નહોતી. પિતાના ગુસ્સાને પણ તે ભૂલી ગયો અને તેનું ચિત્ત એ પેનમાંજ પરોવાઇ ગયું.

એટલામાં ઓફીસમા દોડા દોડી દેખાવા લાગી. કારકુનોની આવજા વધી પડી ઘંટડી વારંવાર વાગવા લાગી. પિતાને વધારે વેગથી આવજા કરતા ગોવિંદે જોયા. પ્રવાસે નીકળેલા કલેક્ટર સાહેબ ઓફીસની મુલાકાતે આવવાના હતા, તેથી જ ઓફીસમા ધમાલ ચાલી રહી હતી.

થોડીવારમાં મોટરનું ભૂંગળુ વાગ્યું. મામલતદાર સાહેબ ઝડપથી ઓફીસમાથી બહાર નીકળી આવ્યા. એક ગોરા સાહેબ મોટરમાથી ઉતર્યા, તેમને મામલતદારે નમી નમીને સલામો કરી. હાથમાંની ચીરૂટના શણગારથી શોભતા કલેકટર સાહેબ ઓફીસમાં પેઠા. ગોવિંદ એ દશ્ય સ્તબ્ધ બનીને જોઇ રહ્યો.

કલેકટરનો અવાજ ખૂબ ગભીર હતો. બીજાઓને દબાવવાની એ અવાજમાં શક્તિ હતી એમ ગોવિંદને લાગ્યું. કારકુનો અને પટ્ટાવાળાઓને દબાવનારા મામલતદાર સાહેબ પણ કલેકટર સાહેબથી દબાય છે અને ડરે છે એવું જોઇને ગોવિંદને આશ્ચર્ય થયું. થોડીવાર પછી ઓફીસની અદર ડોકીયુ કરીને જોતા ગોવિંદનું એ આશ્ચર્ય વધી પડયું.

મોટા સાહેબ નાના સાહેબ ઉપર ખૂબ ગુસ્સે થયા હોય એમ ગોવિંદને લાગ્યું ! મોટા સાહેબ કાંઇ યસ–ફસ બોલતા હતા અને હાથમાંની ફાઇલના કાગળ ઝટાઝટ ફેરવતા હતા, તેમજ નાના સાહેબ તરફ ચડે મ્હોંએ જોતા હતા. એટલું જાણે પૂરતું ન હોય, તેમ મોટા સાહેબ એક પછી એક ફાઇલો તપાસીને નીચે ફેંકતા હતા !

એટલામાં સાહેબને કાંઇક લખવું છે એમ જોઇને અતિશય અદબથી બાજુએ ઉભેલા નાના સાહેબે પોતાની પેન ચડપ કરતી ગજવામાંથી કાઢીને મોટા સાહેબ સમક્ષ ધરી. ગોવિંદ આંખો ખેંચી પોતાની વહાલી કાબરી પેનને જોઈ રહ્યો.

લખતા લખતા વચ્ચે શું થયું, કોણ જાણે, પણ પેન એકદમ અટકી ગઇ. મોટા સાહેબે તેને જોરથી ઝાટકીને ફરીથી લખવાની શરૂઆત કરી, પણ તેથી પેનની સાન ઠેકાણે આવી હોય એમ લાગ્યુ નહિ! એકવાર ફરીથી ઝાટકયા છતાં, દાબીને લખી જોયા છતાં પણ તે ન જ ચાલી! સાહેબે ગુસ્સાના આવેશમાં 'ડેમ' કરતાં જ તેને નીચે ફેંકી દીધી!

હાય હાય! બિચારી પેનની દુર્દશા ગોવિંદથી જોઇ જતી નહોતી. ભોયે પછડાતાજ તેની સોનેરી ચાંચના ફાડિયા થઇ ગયા હતાં અને માહેથી લાલ-લાલ લોહીના બે બિંદુઓ નીકળીને ભોયે પડયાં હતાં! ગોવિંદે જાણે પોતાની પાળેલી પ્રિય કાબરના મૃત્યુનું જ દર્શન કર્યું. ગોવિંદનું અંતર કમકમી ગયુ.

એજ ક્ષણે ખોડાએ ગોવિંદનો હાથ પકડીને તેને આઘો ખસેડયો ગોવિંદ ખસ્યો ખરો, પણ એકવાર તેની દૃષ્ટિને સુંદર તથા આકર્ષક લાગેલી એ પેનની અત્યારની તુચ્છ દશાએ તેના આનંદ, આશા અને આકર્ષણનુ પણ મરણ નીપજાવ્યું હતુ.

---

# ભયાનક કેદી

લેખક :: હીરાલાલ આર ડાક્ટર.

" અજવાળે જે કુબકુળને પ્રેરણા દે જે જન્મભૂમી,
વંદન કરીને મોત માંગું ત્યાં, ફરી ફરીને જન્મ ધરી."

અંધાર રાત્રીનો ગાઢ શુન્યકાર પેરીસ પર પથરાઇ રહ્યો હતો શરીર વીંધી સોસરવી નીકળી જાય એવી સમસમતી ઠંડી પેરીસને ઘેરી રહી હતી. ગાઢ ધુમ્મસ ચોપાસ છવાઇ ગયું હતું. ગગનચુમ્બીત ઇમારતોના પ્રકાશીત ભવ્ય શયનાગારોમાં સુખવાસી જીવો જ્યારે આરામની હુંફમા આળોટતા હતા, ત્યારે પેરીસના એક એકાકી કારાગારની એક કોટડીની ભીતરમાથી ખડકસમી દિવાલોને ઓળંગી, ઉપલી કડીઓ અસ્પષ્ટતાથી સરી જઇ, બ્હારની નિર્જનતામાં ભળી જતી હતી. ચીથરે હાલ રીતે ઢંકાયેલા, લગભગ નગ્નાવસ્થા જેવી હાલતમા જેલ યાતનાઓના પાગવાર કષ્ટ સહી સહી ગળાઇ જઇ, લથડી ગએલી તબીયતવાળો એક વર્ષો જુનો રાજદ્રોહી જર્મન બંદિવાન, સખ્ત ઠંડીને લીધે અકડાઇ જવા છતા, કડકડતા દાંત વચ્ચેથી એની હમેશની ઉપલી યાદગીર કડી જાણે એની જીવનની એકમાત્ર 'મહાસ્તોત્ર' હોય, એવા ઉન્માદથી ઉચ્ચ અસ્પષ્ટ સ્વરે તે ગાઇ રહ્યો હતો. એના વીખાઇ ગએલા મેલા ભૂખરા વાળમા

ગુચો પડી ગઈ હતી. એના સપાટ મ્હોની સુક્કી ચામડી એના ક્ષીણ જડબા સાથે જડાઇ ગઈ હતી. માર અને યાતનાઓ વેઠી વેઠીને એનો એક વખતનો વજ્ર દેહ ઘસાઇને જીર્ણ થઇ ગયો હતો. ગળાઇ ગએલા માસ પછી બાકી રહેલી એની કરકરી પારદર્શક ચામડીમાંથી એના સુકા બદનના હાડકા બ્હાર તરી આવતા હતા એની આખો ઉંડી ઉતરી ગઈ હતી છતા ફક્ત એ એકજ વસ્તુ દ્વારા એના પારાવાર કષ્ટ સહેતા અટલ દેહ વચ્ચે વસેલો એનો અડગ આત્મા ' વ ચાઇ શકાતો હતો આખો ઉંડી અને વિષાદપૂર્ણ હતી, છતાં એમાથી મક્કમ નિશ્ચલતાનુ તીક્ષ્ણ તેજ ટપકતું હતુ ગ્થીર-પ્રશાત છતાં અંગાર સમાન એ ઝબકતી હતી જેલના અધિકારીઓ એ ઉગ્ર નયન તેજથી અંદરખાનેથી નહિ સમજાય એવી રીતે ડરતા, અને કેદીની ભયાનકતાને સમજી જરૂર સિવાય એને એકલો પડયો રહેવા દેતા.

જીવનનો માતબર ભૂતકાળ કેદીની સ્મરણ સપાટી પર જ્યારે કવચિત તરી આવતો, અને આશાભર્યા યુવાન જીવનમા અકાળે આકસ્મીક પલટા તરીકે આવેલા એના આ કઠોર લાબા જેલ જીવનમા એણે વેઠેલી અસહ્ય યાતનાઓની યાદ જ્યારે એના મગજમા ઉભરાઈ આવતી, ત્યારે ઘડીભર એ અધાર કોટડીમાં એની વિસ્ફારીત નજર પાસેથી પણ અંધારા પસાર થઇ જતા. છતાં જે પ્યારી ' જન્મભૂમિની ઇજ્જત ' ખાતર કાતીલ કસોટીની આકરી એરણ પર અટવાઇ ઝીલાઇ જતા એણે આ ઘોર કારાવાસને આ જન્મ હર્ષભેર સ્વેચ્છાએ જ વધાવી લીધો હતો, એ ટુંકા જીવનનો સચિત્ર ઇતિહાસ એની કલ્પનાનો વેગ જ્યારે એની નજર સમક્ષ ઘસડી લાવતો, ત્યારે આવેગથી એ વ્યાકુળ બની જતો. વહી ગયેલા જીવનની સ્વપ્નાવસ્થાઓને ભૂલી જવા એણે ઉપલી 'પંક્તીઓ' રચી કાઢી હતી, અને એને ધાર્મિક શ્લોક ગણી

એ સતત ગાયા કરતો હતો. એ રીતે એના સુખદ અર્થથી એનો માનસિક મહાબોજ એ ઓછો કરતો હતો. થીજી જવાય એવી કડકડતી ઠંડીમાં આજે પણ એ એજ મહામંત્રનું રોજીંદુ સ્મરણ ત્રુટક સ્વરે કરી રહ્યો હતો. એના હૃદયના દર્દ અને દેહના દુઃખ ભૂલવા પ્રયત્ન કરી રહ્યો હતો.

સ્ટબ્સ ! હજુ સૂતો નથી ને ઘોઘાટ કરે છે કે ?

રોન ફરવા નીકળેલા જેલરનો સત્તાવાહી અવાજ આવ્યો, અને સ્ટબ્સના ધ્યાનમા ભંગાણ પડયુ.

ઠંડીથી થરથરતો 'સ્ટબ્સ' સ્થિર થયો. કડકડતા દાત મુશ્કેલીથી એણે ભીસી ભેગા કર્યા, અને સખ્ત અવાજને સરખો કરી એણે પ્રત્યુત્તર વાળ્યો.

'હા !'

ઠંડીએ મરી રહ્યો છે છતાં કપડાં નથી માગવા ? હજુએ મોત કાંઠે આવી ગયા છતાં એનો એ મિજાજ ? સીદરી બળી ગઇ છતાં વળ જતો નથી, સ્ટબ્સ ?

જેલરના શબ્દોમાં સત્તાનો કઠોર કટાક્ષ હતો–કારમી ટકોર હતી.

'સ્ટબ્સ' ટટાર થયો. એણે તીક્ષ્ણ તિરસ્કારભરી નજરે જેલર સામે જોયુ અને પછી હસ્યો, ફરી ખડખડાટ હસ્યો અને ધિક્કારથી બોલ્યો.

"શરીર મરી રહ્યું હશે, આત્મા નથી મર્યો, મૂર્ખ !

સત્તાને તુચ્છકારતા એ જવાબમા એક જવાંમર્દનું ખમીર હતુ.

"એનુ મગજ ચસકી ગયુ છે ફરી એક વખત એને 'ગરમ કપડાં' આપવા કોશીષ કરો.

જેલરે અપમાનમાંથી આશ્વાસન મેળવી સિપાહીને આજ્ઞા કરી, અને કેદિ તરફ વધુ જોયા સિવાયજ એ ચાલતો થયો.

અને આ ' ભયાનક કેદિ ' નું અટ્ટહાસ્ય તો હજુએ એની પાછળ જારીજ હતું. એ નિરાધાર કોટડીમા કેદિ મગરૂર અને મુક્ત હતો......

[ ૨ ]

જ્યારે ફ્રાન્સનાં લશ્કરો યુરોપ ખુંદી નાખતાં હતા, જ્યારે નરવીર નેપોલીયનના આક્રમણ સમસ્ત યુરોપમા સનસનાટી ફેલાવના હતા, ત્યારે યુરોપખંડનો લગભગ દરેક પ્રદેશ આ અજેય સેનાપતિની કાતિલ શમશેરથી કપતો હતો. સાહસિક નેપોલીયનના નામ પરથી ફ્રેન્ચ સેનાનીઓ જાનતી–સાર કરવા સદૈવ તત્પર રહેતા, અને સમરાગણમાં એની ફક્ત હાજરીથીજ ફ્રેન્ચ લશ્કરમા અદભૂત બળ પૂરાતુ એનો દરેક ધસારો અદમ્ય રહેતો અને ફતેહમંદ નીવડતો. એક ગજબનાક આક્રમણ કરી એણે જર્મનીને જમીનદોસ્ત બનાવી દીધું નેપોલીયને કરેલી એ ભયંકર ખાનાખરાબીથી જર્મન ફ્રેન્ચ પ્રજા વચ્ચે મહા વિખવાદ અને તીવ્ર કડવાશનાં પ્રકરણ શરૂ થયાં. જર્મન દૃષ્ટિએ ફ્રેન્ચો હડહડતા દુસ્મનો દેખાતા પોતાના રળીયામણા દેશનો સર્વનાશ કરનારા શયતાનો જણાતા. ફ્રેન્ચ નામ પર દરેક જર્મન અનંત રોષ અને ભયંકર તિરસ્કારથી સળગી ઉઠતો, અને બદલા માટે તલસ્યા કરતો.

ફ્રેન્ચ મગરૂર હતા. સમરાંગણો જીતવાનો એમને એક જાતનો ઉન્માદ લાગી ગયો હતો, કારણ એમનો સેનાપતિ જગત મશહૂર વિજેતા વીર નેપોલીયન હતો. નેપોલીયનનાં નામમાં લોહચુંબક હતુ. એની સરદારી હેઠળ, દરેક સામાન્ય યોધ્ધો પણ પોતાને ' અજીત ' માનતો. લશ્કરી અફસરો એને ' લડાઈનો દેવ ' સમજતા,

અને એના હુકમોના સંગીનપણામા અનંત શ્રદ્ધા રાખી એના નામ પર આફરીન થઇ જઈ આલ્પસ જેવો પર્વત પણ ઓળંગી જતા. નેપોલીયન અદભૂત સાહસિક વીર હતો. એનુ મનોબળ અપૂર્વ હતું ભયંકર લડાઇના ઝંઝાવાત વચ્ચે પણ એ મગજનું સમતોલ-પણું સાચવી શકતો—અને જબ્બર વ્યુહ આસાનીથી રચી શકતો. લડાઈ એનો હમેશનો પ્રિય વિષય હતો. અને એ શોખ કેળવવા પાછળ એ બીજું સર્વ કંઇ વીસરી જતો. એણે અનેક લડાઇઓ લેડી હતી, અને એકલે હાથે જીતી હતી. એના દુરંદમ્યપણાને લીધેજ ફ્રેન્ચ સૈનિકો પણ એવાજ સાહસિક બની ગયા હતા, અને જ્યા દેખીતું મોત ગગડતું હોય ત્યા ઉન્માદી બની સહર્ષ ધસી જતા હતા. નેપોલીયનના વિજયની એજ માત્ર ચાવી હતી, અને એ એણે સફળ રીતે સિદ્ધ કરી હતી

તે સમયના જગતનો એ રાષ્ટ્રવિધાતા હતો, અને ફ્રાન્સનો એ અતિપ્રિય શહેનશાહ ફ્રાન્સના ઇતિહાસનો જનક હતો ફ્રાન્સનો સર્વવ્યાપી વિજય મેળવવા માટે એ લગભગ પોણું જીવન અવિશ્રાંત પણે મથ્યો હતો, અને ફ્રાન્સનું ચક્રવર્તીપણું એણે લગભગ આખા યુરોપ પર સ્થાપ્યું હતું. અને સંગીનપણે ચીરસ્થાયી બનાવવાના મેહાકોડ હતા એના સર્વસ્વ જીવનનું એ માત્ર એકજ 'મહાધ્યેય' હતું અને એ ધ્યેયની સીદ્ધિ પાછળ એણે આખું જીવન લગભગ સમર્પણ કર્યું હતું. લડાઈના ભયાનક મેદાનમા એ જન્મ્યો હતો અને લડાઇઓ ભરેલું ભયાનક જીવન એ જીવ્યો હતો. 'નામ તેનો નાશ' એ સનાતન નિયમ પ્રમાણે એની અતિ ભવ્ય અને અદભૂત કારકિર્દીના અવસાનનો અવસર પણ આવી પહોચ્યો, અને રૂઠેલી કુદરતના પ્રત્યાઘાતથી એ 'વોટર્લુ' હાર્યો ! એ નહિ, એનું લશ્કર હાર્યું—ફ્રાન્સ હાર્યું ! દુનિયાએ યુરોપ વિજેતા નેપોલીયનની પહેલીજ વાર સચોટ હાર જોઈ! જગતે પ્રથમ તો એ માન્યુંજ

નહિ, પરંતુ માન્યુ ત્યારે સ્તંભિત થઇ ગયું. ' વોટર્લુ ' એ નરકેસરી નેપોલીયનના યશ અવસાનનો ઉત્પાદક એક માત્ર કુદરતીજ અકસ્માત હતો.

અને પછી તો બાજની ચપળતાથી ટાંપી રહેલ એના જાન તરસ્યા શત્રુઓએ એના સર્વનાશના અખતરા શરૂ કર્યા!

ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, સેન્ટ હેલેના ' ના કારમા કારાવાસમાં અનેક અપમાનિત ઉપાધિઓથી સંકડાઇને એ ક્ષીણ થઇ થઇને મર્યો! સમરાંગણમાજ જન્મીને જીવેલ અને તોપના ગોળાથીજ ભુક્કા થઈ જવાના અગર ગોળીઓથી વીંધાઈ સમરાંગણમાંજ મરવાના આ મહાન યોદ્ધાના કોડ અકાળે અધૂરા રહ્યા, અને એ ફ્રાન્સ અને લડાઇઓની મહત્તાની ઝંખનામા ઝૂરતો ઝૂરતો મર્યો! અને મર્યો આખરે શ્રાપિત ' હેલીના ' ની ચાર કંગાલ દિવાલો વચ્ચે! જેના જીવનના મધ્યાનકાળે સમસ્ત જગત જેને બહુમાનથી ઝૂકતું હતુ, તે નરશ્રેષ્ઠના અમર અવસાનકાળે એના ચુસ્ત સ્વામી-ભક્ત ગણ્યાગાંઠ્યા મિત્રો સિવાય, એના યાદગાર દેહની દરકાર લેનાર ' હેલીના ' માં કોઇજ નહોતું! એના પ્રાણત્યાગના છેલ્લા દિવસો વખતે, એના વિરલ ટેકીલા ભક્ત મિત્રોએ એને છેલ્લું ભવ્ય લશ્કરી માન આપ્યુ હતું, અને પછી એના પોતાના પ્યારા માદર વતનથી દૂર દૂર એકાંત નિર્જનમા થાકીને અથમાઇ ગયેલા દેહ પર—શાંત મૃતદેહ પર—એમણે હૃદયની અસીમ વેદનાભર્યા હૃદયે—ખુલ્લે મ્હોએ રૂદન સાર્યાં હતા! પોતાના અતિ પ્યારા શહેનશાહ અને સેનાપતિ મિત્રના એકલા અટુલા અવસાન પર, અનેક સંગ્રામો જીતી જનારા આ સંગદિલ લશ્કરીઓ જેવું અને જેટલું રડ્યા હતા એવું ઇતિહાસમા ભાગ્યેજ કોઇ લડાયકો રડ્યા હશે! મનુષ્યોનુ એ સામાન્ય રૂદન નહોતું! એમના રૂદનમા અશ્રુ નહોતા! જગતે ગુમાવેલ, કવચિતજ

પાકતા એક જવામર્દ-બહાદુર પુરૂષશ્રેષ્ઠના સહચારની તીવ્ર યાદોના વેદનાભર્યા જખ્મો હતા! જીગરને ચીરી નાખનારી એ રૂધીરભરી અશ્રુધારાઓ હતી!

તા. ૧૫-૮-૧૭૬૯ માં 'એજેન્શીયા' માં એ જન્મ્યો હતો!

તા. ૫-૫-૧૮૨૧ માં 'સેન્ટ હેલેના' માં એ મર્યો હતો!!

જગતે જ્યારે એનું મરણ સાભળ્યું હતુ, ત્યારે જગત પર વીજળી ફરી ગઇ હતી. અડધુ જગત સ્તંભિત થઇ ગયુ હતું! આખું જગત અફસોસથી કપી ઉઠયુ હતુ! અને ત્યારે તો એના શત્રુ-ઓના દિલ પણ દ્રવી ઉઠયા. કારણ જગતે ભાગ્યેજ પાકતો એક, અદ્દભુત વિરલ પુરૂષ ગુમાવ્યો હતો!

[ ૩ ]

ગહનવૃક્ષરાજીઓને વીંધી સોસરવો પ્રકાશ પાથરતા બાલરવિના ઉગતા કિરણો જ્યારે રાહીન નદીના રળીયામણા કિનારાને સોનેરી ઢોળ ચઢાવી રહ્યા હતા, ત્યારે કિનારાના એક ઘટાદાર વૃક્ષ નીચેથી વહેતા રાહીનના નીલવર્ણા પાણીની છાલકો સાથે એક યુવાન જર્મન લશ્કરી યોદ્ધો વિષાદભરી ગભિરતાથી સૂતો હતો. બલિષ્ઠ વદન પર એણે યુની ફોર્મ પહેર્યો હતો. એની મુદ્રા પર લડાયક ચ્હેરાની ભવ્ય સખ્તાઇ પથરાયેલી હતી જર્મની પર નેપોલીયનના આક્રમણ સામેના ભયકર યુદ્ધમા એ એના દેશના ગૌરવને છાજે એવા શૌર્યથી લડ્યો હતો, એ એના ખુલ્લા કપાળ પરના પહોળા સપાટ જખ્મથી ચોકખુ જણાઇ આવતુ હતુ

સરિતાના સુદર વહેણની છાલકો સાથે રમતાં એના મગજમાં ઉભરાતા વિચારોના ધોધથી એ સ્થિર થઇ ગયો. એના ચ્હેરા પર સખ્ત ગાંભિર્ય છવાયું તેણે નઝર ઉંચી કરી એને દૂર દૂર સુધી નજર દોડાવી. તેની રળીયામણી ભૂમિ પર સગ્રામના શ્રાપ ફરી ગયાં

હતા. ફ્રેંચોની વરૂ જેવી વૃત્તિના ભોગ થઇ પડેલા–રઝળી રખડી મરેલા અનેક કુટુંબોની આફતની યાતનાઓ. અને તેમની સદંતર પાયમાલીના દ્રશ્ય તેની નજર સામે તરવા લાગ્યાં

તેની વિષાદપૂર્ણ નજર બાજુ તરફ ફરી. તેણે સૈકાઓ જુના સુંદર સ્મારકો અર્ધખંડિત અવસ્થામા જોયાં તેણે ચોપાસની ભવ્ય ઐતિહાસિક ઇમારતો ભસ્મીભૂત થયેલી જોઇ. એની આંખ મીંચાય ગઇ. તેનુ હૃદય ભરાઇ આવ્યું તેના ભારી હૃદયમાંથી એક ઉંડો અને ઉષ્ણુ નિશ્વાસ નીકળી ગયો. હજારો વીંછીના ડંખની વેદના એના બદનમા ઉઠવા માંડી.

ગુસ્સાની અકળામણથી તેના વદનપર તીવ્ર રોષ ફરી ગયો ક્રોધથી તેના કપાળ પર કરચલીઓ વળી ગઇ. રોષના જોશથી એણે એના હોઠને દાંતની સખ્ત ભીંસ દીધી લોહીની એક ટસર બ્હાર નીકળી આવી એની આંખો વિકરાળ થઇ ગઇ. ક્રોધના અતિરેકથી એની મુઠીઓ વળી ગઇ. પોતાની પ્યારી જન્મભૂમિ જર્મનીની જર્જરીત અવસ્થા જોઇ એણે એક નિશ્વાસ મૂકયો.

તે ફફડતો હતો એક ત્યજાએલા ત્રાસીતની માફક. તેણે બોલવા માંડયુ એક ઉન્માદ બેભાનની માંફક "નેપોલીયન ' બસ, નેપોલીયન જ આ ઘોર ઉત્પાદનો જન્મદાતા છે. આ ભયાનક સર્વનાશનું એજ ‍માત્ર કારણ છે. જર્મનીની ખાના-ખરાબીનો એજ ફકત જવાબદાર છે. મ્હારી પિતૃભૂમિના આ ઘોર અપમાનનો હુ જરૂરથી ભયંકર બદલો લઇશ કારમા ક્રોધની રતાશ એના ચ્હેરા પર ફેલાઇ ગઈ. ત્વરાથી એણે કમ્મરપટામાથી તેની, સરવીસ રિવોલ્વર ખેંચી કાઢી. તેના છએ ચેમ્બરો ભરેલા હતા. જોરથી હવામા ઉછાળી તેને તેણે હર્ષથી ઝીલી લીધી પ્યારથી તેને સભાળીને પાછી મૂકતાં તે હસ્યો. કૃત નિશ્ચય દ્રઢ આગ્રહથી તે

ઉઠયો. તેના ઉઠવામાં મક્કમતાનો આવેગ હતો. તેણે સાધીગતીએ ચાલવા માડ્યુ. તેના જોરદાર પગલામાં તેણે ધારેલા ધ્યેયનુ જોમ હતું તે અદ્રશ્ય થયો. તેણે પાછળ મૂકેલા શૂન્ય વાતાવરણમાં શીથિલ જર્મનીના અપમાનનો બદલો ગુંજતો હતો અને તે ગયો.

તે જોરાવર જર્મન જવામર્દ આપણો 'સ્ટબ્સ' હતો.

[ ૪ ]

અંધાર રાત્રીની અનત નિસ્તબ્ધતામા ફ્રેન્ચ છાવણીમા પહેરેગીરોની સિવાય 'ઓલવેલ' શુન્યતા છવાઇ રહી હતી છાવણીઓથી દૂર જંગલોમાથી જંગલી જનાવરોના હિંસક અવાજ કવચિત કવચિત આ શૂન્યતાને જરાક સળકાવતા હતા. એક ફ્રેન્ચ સિપાહી નેપોલીયનના તંબુ નજીકમા ફરતો જણાયો. તબુ પરના સેન્ટીનલે તેને ટોકયો જવાબમા તેણે 'ગુપ્ત સંજ્ઞા' જણાવી સેન્ટીનલ વિશ્વાસથી નિશ્ચિત બન્યો અને ગત્રીના વિતવા સાથે જરા અસાવધ થતો ગયો. પેલો ફ્રેન્ચ સિપાહી બારિક સાવચેતીથી કળવિકળપૂર્વક નેપોલીયનના તબુમા ઘૂસી ગયો અને ત્વરાથી તેના આરામના રૂમમા ધસી ગયો. પરતુ નેપોલીયન ત્યા નહોતો. તેનો કોચ ખાલી હતો. તે રહેજ નાસીપાસ થયો. ભરેલી રિવોલ્વર સાથે તે બીજા ખડમા આવ્યો બત્તિના ઝાખા પ્રકાશમા તેની તિક્ષ્ણ આખો નેપોલીયનને શોધી રહી હતી, પરતુ તે ત્યા પણ નહોતો. તેનો ચ્હેરો ઉગ્ર બની ગયો નિરાશામિશ્રિત વ્યગ્રતાથી તે પાછો ફર્યો તબુના દ્વાર તરફ વળ્યો ત્યાં તો તેણે નેપોલીયનને અદર પ્રવેશતો જોયો. બન્નેએ અન્યોન્યને જોયા અને ચમકયા. નેપોલીયન રિવોલ્વર ટાકે. ત્યા તો ટાપી રહેલ શિકાર પર ચોટ મારતા વાઘની ભયાનક ચપળતાથી પેલા સિપાહીએ 'ધનન-ધનન.........કરતી બે ગોળીઓ ચલાવી દીધી. હમેશનો સાવધ નેપોલીયન આજની ઝડપથી તે ચૂકવી ગયો. અને

અતી ત્વરાથી એના અંગપર આખો જઇ પડ્યો અને એ ગોળીનો ત્રિજો બાર કરે ત્યાર પહેલા તો એના કાંડાને એણે મજબુત વળ દઇ મરડી નાખ્યુ. બન્નેની સખ્ત રસાકસી થઇ ના થઇ ત્યાં તો એક સખ્ત ઝપાટાથી 'રિવોલ્વર' ખૂંચવી લેવાઇ, અને અડધો ડઝન સગીનોની અણીઓ એના શરીરને સ્પર્શી ગઈ અવાજ સાથેજ 'ગાર્ડ્સ' આવી પહોચ્યા હતા અને સિપાહીને, સગીનના કોર્ડ વચ્ચે ઘેરી ઉભા હતા.

સ્હેજ શ્રમિત નેપોલીયન સ્મિત કરતો કરતો ઇઝીચેર પર જઇ પડ્યો; અને બન્દિવાનને બીજે દિવસે હાજર કરવાનો હુકમ કર્યો.

છાવણીમા રોન ફરવાની નેપોલીયનને આદત હતી. તદનુસાર અકસ્માત યોગે આજ તેને રોન પરથી પાછા ફરતા ઉપલા જીવલેણ અકસ્માતનો સામનો કરવો પડ્યો, અને ખુલ દનસીબના યોગે સ્હેજ પણ ઇજા પામ્યા સિવાય સાંગોપાગ બચી ગયો એટલા પછા પછી તેને સ્હેજ કંઇક આશ્ચર્ય થયુ પછી સ્હેજ હસ્યો. પ્રભુનો તેણે આભાર માન્યો અને બીજીજ મિનિટે તે ઘસઘસાટ ઉંઘી ગયો

[૫]

'બહાદુર જુવાન ! ત્હારૂં નામ ?

બીજેદિવસે 'કોર્ટ માર્શલ' વખતે નેપોલીઅને પોતે જાતેજ કેદિને તપાસવા માડ્યો 'સ્ટબ્સ'-સખ્ત ચ્હેરાવાળા કેદિએ ટૂંકો જવાબ આપ્યો.

આહ ! ત્યારે તો તુ જર્મન છે, એમ !

'વારૂ, મ્હારા ખુનની કોશિષ કરવાનુ કારણ

આછું હસતા નેપોલીઅને પૂછ્યું. ' મ્હારી પ્યારી પિતૃભૂમિના અપમાન અને નાશનો બદલો લેવા, અને બાકી રહેલ જગતને ત્હમારી વિનાશક લડાઈઓના નાદમાંથી બચાવવા '—

ક્રુદ્ધ સ્ટપ્સે જડબાતોડ જવાબ આપ્યો. ' વાહ ! સાચો જવાંમર્દ ! સાચો દેશભક્ત !

કહી નેપોલીઅન ખુશ થતો જણાયો. ' પણ જુવાન ! ત્હારા આ ઉતાવળીઆ કૃત્યનું પરિણામ તું જાણે છે ?

કંઈક કડક થઈ નેપોલીઅને પૂછ્યુ ' હા-કરપીણ મોત ' સ્ટપ્સના જવાબમા છલોછલ બેપરવાઇ હતી. ' અને તે માટે તું તૈયાર છે ?

નેપોલીઅને આશ્ચર્યથી પૂછ્યુ. ' બિલકુલ-જવાબમા મોતને ભેટવાની સ્પષ્ટ તૈયારી હતી.

નેપોલીઅનના ચ્હેરાપર ગંભીરતા ફરી વળી. ' કોર્ટ માર્શલ ' ના બીજા અમલદારો આ ખુની જર્મનના ઉદ્ધત કૃત્ય માટે જાલીમ નશીયત આપવા તલસતા હતા. તેમના પ્યારા સેનાપતી-શહેનશાહના જાન પર આવેલા આ શખ્સને કરપીણ રીતે ઠાર મારવા દરેક ફ્રેન્ચ સેનાની તલપાપડ થઈ રહ્યો હતો તેઓ સઘળા નેપોલીઅનના ખુદના છેલ્લા નીર્ણયની આતુરતાથી રાહ જોતા થંભ્યા, અને ' સ્ટપ્સ ' તો એકાકી ખડક સમો નિશ્ચલ અને શાંત ઉભો હતો.

બહાદુર જુવાન! ત્હારા ઉમદા દેશપ્રેમ અને લડાયક જુસ્સાની કદર કરી, ત્હને મોતની સજા કરવાને બદલે ' જન્મકેદ ' ની સજા ફરમાવું છું.

સ્થિરતાને ભેદીને સતાવાહી અવાજે નેપોલીઅને કેદિના નસીબનો છેલ્લો નીર્ણય સભળાવી દીધો અને ચાલ્યો ગયો.

ક્રુદ્ધ બની ગએલા પહેરેગીરો નાસીપાસીના ગુસ્સાથી કેદિને જોરથી ધકેલતા જેલમા લઇ ગયા.

અને ' સ્ટબ્સ ' પોતાના જન્મભરના કારાવાસનો સ્હેજ પણ અફસોસ દર્શાવ્યા સિવાય મોજથી ચાલતો હતો.

[ ૬ ]

' લે આ કપડા પહેર, શરદીથી ઠુઠવાઈ મરતા ત્હારા શરીરને બચાવ જેલરે અગાઉ જણાવ્યા મુજબ જરૂરી કપડાં આપતા કહ્યું. ' ઓહો ધનભાગ્ય મ્હારા, લાવો !

બે ત્રણ વર્ષથી કષ્ટ સહી સહી ક્ષીણ બની ગએલા ચીંથરે હાલ ' સ્ટબ્સે ' ક્રુર મજાક કરી કપડા લીધા.

જેલના સળીઆઓ પાછળ પૂગયા પછી આજ પ્રથમવારજ એણે ના છુટકે કપડા લીધાં હતા કેટલીએ વખત હસીને ફ્રેન્ચ બનાવટનાં કપડાં ફેંકી દેનાર, અને એ બદલ અસહ્ય જુલ્મ વેઠવા છતા એ પહેરવા માટે તાબે ના થનાર ' સ્ટબ્સ ' ને આજ કપડા સ્વીકારતા જોઇ-જેલર અને સિપાહીઓને આશ્ચર્ય થયું

પરંતુ ત્યાં તો ' સ્ટબ્સે ' હાક મારી એને પાછો બોલાવ્યો અરે યાર ! આ જર્મન બનાવટના કયાં છે ? ત્હેં તો મ્હને એ આપવા કહ્યુ હતુ, ભલા માણસ ?

વીંખેલા કપડા જેલરને બતાવતા તેણે કહ્યું ' અરે, ઉલ્લુ ! આ તે કાંઈ ત્હારા બાપનુ મકાન છે કે હોશીઆરીઓ કર્યા કરે છે. છાનો માનો કપડા પહેરીજ લે, નહીંતર વખતો વખત હુકમોના ભગ કરવા બદલ હવે આ વખતે તો માર્યોજ જઇશ, સમજ્યો '

' મ્હને તો મ્હારા બાપનાજ મુલ્કના કપડાં ખપે છે, ત્હારા બાપના દેશના નહીં, સમજયા મહેરબાન ! અને મારવા-મરવા તો

હું આજ ત્રણ વર્ષ પહેલાજ આવ્યો હતો, એટલે એ દાટી જરા આગળ જઇ બીજા કોઇને આપો, લ્યો ત્હમારી બરકત-સીધાવો-

કહી-તિરસ્કારથી એણે કપડા જેલરના શરીર પર ફેંકયા-જેલરનો હટર એના શરીર પર ફરી વળ્યો.

અને આ કંટાળા ભરેલા કેદિની ચાલુ વાહિયાતોથી જેલર ઘણોજ ચીઢાઇ ગયો. કેદિની ભયંકરતા અને જેલ કાનુનોની તેની સતત અને સખ્ત નાફરમાનીઓની કડવી ફરીયાદો નેપોલીઅન પાસે પેશ કરવામા આવી. અમલદારોની આકરી ખટપટોને લીધે આ કેદી માટેનો આખરી હુકમ લઇ જેલર કપડા સાથે ફરી પાછો આવ્યો

[ ૭ ]

'સ્ટબ્સ ! આ કપડા ત્હારે પહેરવાજ પડશે. હું હુકમ કરું છું ચલાવ'-પીત્તો ગએલા જેલરે સખ્તાઇથી કહ્યું.

'જે જુલ્મગારોએ મ્હારા દેશને છૂંદી નાખ્યો-નષ્ટપ્રાય' બનાવી દીધો, એ કમજાત દેશના લોહી ભરેલા હાથે બનેલા આ નાપાક કપડાં આ ભવે તો મ્હારાથી નહીંજ પહેરાય-ફાવે તે કરી લ્યો—

મેરૂ સરખી મક્કમતાથી સ્વદેશ વત્સલ સ્ટબ્સે છેલ્લી વાત સૂણાવી દીધી.

'એમ ? તો આવતી કાલે સ્હવારે ત્હારે ફાંસીએ ચઢવા તૈયાર રહેવું

સત્તામદ ભરેલા અપમાનીત જેલરે પણ છેલ્લો હુકમ સુણાવી ચાલતી પકડી

'અરે, ત્હારૂં કલ્યાણ થાય ત્હારૂં, ત્હેં તો મ્હને આ નર્કાગારની યાતનાઓમાથી મુક્તિ અપાવી, ફરી જર્મન જન્મ ધારણ કરવામે પુનીત અવસર આપ્યો. ભલા માણુસ-હેં-એ-એ-એ-,,

સ્ટબ્સ આનંદમાં આવી ખડખડાટ હસી પડ્યો. એના છેલ્લા ઉદ્દગાર અને હાસ્ય જેલરની પીઠે અથડાઇ પાછા પડ્યા.

[ ૮ ]

'શી છે ત્હારી અંતિમ ઇચ્છા ? બધવા ?

ફાંસીના મંચપર ચઢાવેલ 'સ્ટબ્સ' ને જેલરે પૂછ્યું.

'માત્ર એજ કે મ્હારા મૃતદેહ પર મ્હારા અતી પ્યારા સ્વદેશની બનાવટનુજ—માત્ર જર્મન બનાવટનુજ—કફન ઓઢાડવા છેલ્લી કૃપા કરજો'

મોતના આરે ઉભેલા પરમ સ્વદેશભક્ત સ્ટબ્સે પોતાના હૃદયની છેલ્લી વાસના કહી બતાવી. એની આ અનન્ય સ્વદેશપ્રીતિથી ઉભેલ સિપાહીઓની લાગણીઓ પણ ગૂંજી ઉઠી.

'છેલ્લી પ્રાર્થના, કરી લે !

બીજો હુકમ છૂટયો.

તે આભારભર્યું હસ્યો સ્વસ્થ થયો—એની દૃષ્ટિ સ્થિર થઇ પિતૃભૂમી જર્મની તરફ એ દૃષ્ટિ અદભૂત પ્યારથી ખેંચાઇ—એ દૃષ્ટિમા પિતૃભૂમીના પ્યારા નાદથી જળકણો ઉભરાવા લાગ્યા તેણે પ્રશાંત-પ્રાંજલ સ્વરે બોલવા માંડ્યુ

"અજવાળે જ કુખ કુળને, પ્રેરણા દેજે જન્મભૂમી;
વંદન કરીને મોત માંગુ ત્યાં, ફરી ફરીને જન્મ ધરી."

તે શાંત થયો એની નિશ્ચલ દૃષ્ટિ તો હજુએ જર્મની તરફજ હતી. કાળ ચોઘડીયાં વાગ્યા, અને રોમે રોમે સ્વદેશનુજ માત્ર સ્મરણ કરી રહેલું અદ્વિતીય સ્વદેશભક્ત 'સ્ટબ્સ'નુ જર્મન શરિર ફ્રાન્સની ફાંસી પર લટકી ગયુ, અને આ મહાન સ્વદેશ-પ્રેમીના મૃતદેહને સંભાળથી નીચે ઉતારી, હાજર રહેલાઓએ

જ્યારે તેના ઉન્નત દેશ પ્રેમને સંભારી સહૃદય માન આપ્યું. ત્યારે એણે ગાયેલી એની યાદગાર પંક્તિઓ હજુએ જેલની દિવાલોની જ અંદર ગુંજતી હોય એવો આભાસ સર્વેને થયો. અને ઉદાર ફ્રાન્સે એની આખરી ઇચ્છા પૂરી કરી.

ક્વચિતજ પાકતો, 'સ્વદેશ-વત્સલ જગત પરથી એના પ્યારા માદરવતનથી ઘણે દૂર એકલો જ ભુંસાઇ ગયો!

# અભિશાપ.

## નરીમાન સોરાબજી ગોળવાળા.

**માલવાધિપતિ** બહાદુર શાહને પરાસ્ત કરીને દિલ્હીનો મોગલ શહેનશાહ અકબર ગુજરાતમાંથી પાછો ફરતો હતો. એની સાથે માત્ર બસો ઘોડેસ્વારો હતા. બધાનો એકસરખો જ પોશાક હતો નીતિ–કુશળ અકબર પણ સાધારણ સિપાઇના વેશમા જ હતો. એ બધા જૂદે જૂદે રસ્તે જઇ રહ્યા હતા.

બપોરનો સમય હતો. સખ્ત તાપ હતો. પણ ખેડૂતવર્ગ તો પોતાના જીવનના નિયમનુ પાલન કરી રહ્યો હતો. ખેતરમાં કામ કરી રહ્યો હતો.

ખેડૂતના અવાજથી બળદો કામ કરતા અટકયા. ખેડૂતે જોયું કે કોઇ ઘોડેસ્વાર તેના જ ખેતરમા આવી ઉભો રહી ગયો હતો. પોતાની કમરે લટકતી તલવારને તેણે જરા તપાસી જોઇ. "ઠીક છે, જોઇશું" કરી તે ફરી કામે મંડી ગયો.

"એઇ, આ ખેતરમા કોણ કામ કરી રહ્યુ છે?" સૈનિકે દમામથી પૂછયુ.

"શો અધિકાર છે અજાણ્યાને, આમ દમામથી પૂછવાનો! બંનેના હાથમા તલવાર છે, બંને સમાન છે. કોઇ સબળ કે નિર્બળ

નથી" ખેડુતે જવાબ દીધો "જો સૈનિક હો તો જેની રક્ષા ચાહો તેને માટે અને વીર બનવાનુ અભિમાન રાખતા હો તો જેની વીરતાને હસવી હોય તેને માટે વીર બનો અહીં તો આપણે બને સમાન છીએ."

"અંધો તો નથી ને?"

જે વ્યક્તિના બાહુબળ પર તેનો આશ્રિત સંસાર બનતો અથવા બગડતો હતો, જેના ચરણે માથું ઝૂકાવી મોગલ સામ્રાજ્યનો સ્તંભ માનસિંહ જેવો યોદ્ધો પોતાને ભાગ્યશાળી સમજતો હતો, જેનું નામ સાંભળતા જ બહાદુરશાહ નગર છોડી નાસી જતો હતો તેની સામે આ સાધારણ ખેડૂતની આટલી મજાલ!

પ્રતિવાદ શરૂ થયો.

"હું પૂછું છું-તારી જાત, તારૂં નામ શું છે?" સૈનિકે પૂછ્યું.

"શું, લગ્ન કરવાં છે?" ખેડૂત હસ્યો.

પરન્તુ ચિત્રાલથી લઇને નર્મદા સુધી, ગુજરાતથી લઇને બંગાળ સુધી, ધરા તેની સત્તા માની બેઠી હતી; સિંધ, સતલજ, ગંગા, બ્રહ્મપુત્રા આદિ નદીઓએ પોતાની છાતી પરથી કલ્લોલ કરતી તેની નૌકાને જવા દીધી હતી; વિંધ્ય વગેરે ગિરિશૃંગોએ આંખ મીંચીને પોતાની ટોચ પરથી તેનુ પસાર થવું સહન કરી લીધું હતુ; પણ એ બધુ કયારે થયુ? જયારે તઅસ્સુબની મદિરા વડે મત્ત મોગલ તેની સાથે હતા, વીર પણ ભોળા રાજપુતો તેને માટે શહીદ થઇ રહ્યા હતા.

અને આજે? આ ખેડૂતને માટે? આજે તો એ અહીં એકલો જ હતો. સાધારણ મનુષ્યથી અધિક નહોતો. તેના સૈનિક વેશમાં પણ કાંઇ મહત્વ નહોતુ, યદિ મહત્વ હતુ તો વ્યક્તિગત

વીરતાનું. આ બધાનો વિચાર કરીને તેણે વિવાદ બંધ કીધો સમાનતાનો નિર્મળ સ્વચ્છ પ્રવાહ વહેતો કીધો.

"ભાઇ, હું તારી સાથે વાત કરવા માગું છું, અને તું તો સીધી વાત પણ નથી કરતો." સૈનિકે નમ્રતા બતાવી.

"તો ભાઈ, તું પણ માથે ચઢીને જ ચાલી આવેલો ખરો ને? આવા તે પૂછવાના ઢંગ હશે!"

ખેડૂતે બળદને છૂટા કીધા. પરસેવો લૂછતાં તે બોલ્યોઃ "કેવો સખ્ત તાપ છે?"

"હા, ગળું સૂકાઇ જાય છે. ઠંડું પાણી હોય તો આપશો?" સૈનિકે અરજ કરી.

"હા, બેસો. ક્યાથી આવો છો?"

"ગુજરાતથી."

બને બેઠા.

"પાણી પીઓ, આરામ કરો પણ ભાઇ, જરા પરસેવો સૂકાવા દો, નહિ તો શરદી ગરમી લાગી જશે કપડાં જરા ઢીલાં કરી નાંખો"

સૈનિકે અંગરખાના કસ ખોલી નાખ્યા. પરસેવા પર ઉષ્ણ વાયુ પણ શીતળ લાગ્યો. ખેડૂતે તલવાર એક બાજુ મૂકી દીધી. બધા કપડાં કાઢી નાખ્યા. બળદો પણ શીતળ છાયે આંખો બંધ કરી બેઠા હતા. ખેડૂતે કપડામાં વીંટાળેલ રોટલા કાઢ્યા.

"દૂરથી આવ્યા છો." તે બોલ્યોઃ ખાલી પેટ પર પાણી સારૂં નહિ. લો પહેલાં કંઇ ખાઇ લો અગર રજપૂત હો તો સાથે જ બેસી જાઓ."

"ભાઇ હું તો મુસલમાન છુ."

"તેમાં શું થઇ ગયુ? કંઇ કપડું હોય તો કાઢો. ન હોય તો આજ લઇ લો. હું તો હાથ પર રાખીને ખાઇ લઇશ."

"ભાઇ, મને તો ભૂખ નથી......"

"ગાંડા ન થાઓ, ભાઈ. કંઇ પણ નહિ ખાશો તો ગરમી લાગી જશે. જોતા નથી? કેટલો સખ્ત તાપ પડે છે! તમે વળી ઘોડા પર ચઢીને આવ્યા છો. થાકી ગયા છો. એવી હાલતમાં કંઇ પણ ખાધા વિના પાણી નહિ પી શકાય. તમને નફરત હોય તો પછી જુદી વાત છે."

ક્યાં જાય હવે પ્રચંડ રાજસત્તાની આકાંક્ષાના વાયુથી દુષિત ભારતનો સમ્રાટ! એ પોતાના સૈન્ય અને નીતિ–શક્તિથી ભારતને દાસ બનાવી શકે છે તો આ ખેડૂત હૃદયની નિર્મળતાથી ભારતની વિજયી વ્યક્તિને પોતાનો ચેલો બનાવવાનુ સામર્થ્ય ધરાવે છે. આજ સુધી સુવર્ણ પાત્રોમા રાજસી ભોજન લીધું અને હવે જમીન પર બિછાવેલા કપડાં પર આ રોટલો ખાવાની વેળ છે. એ વેળા વ્યક્તિત્વને તો ભૂલી જ જવું પડે ને!

"મને શરમાવો ના ભાઇ; આવા પાકદિલ ભાઇથી હું નફરત કેમ કરી શકું–ભલા?"

ખેડૂતે સૈનિકના કપડાં પર રોટલો મૂકી દીધો અને સાથે કેરીનું અચાર પણ આપ્યું. ભોજન કરતાં કરતાં સૈનિકે પૂછ્યુંઃ "તમારૂં નામ?"

"સચેતસિંહ."

"ભાઇ સચેતસિંહ, હું તારો ઘણો અહેસાનમંદ છું. આ અહેસાનનો બોજો હું કેમ ઉતારી શકીશ? આ રોટલામાંનો સ્વાદ

હું કઇ રીતે ભૂલી શકીશ ? પણ મને અફસોસ થાય છે કે તમને ભૂખ્યા રહેવું પડ્યુ."

" કેવી વાત કરો છો, ભાઇ ! આદમી તો પ્યાર અને ભાઇચારાનો ભૂખ્યો છે. આ પેટની તે કાંઇ ભૂખ કહેવાય ?"

બંને ભોજન કરી ચૂકયા. હાથ ધોઇ કોગળા કરી સચેતસિંહ લાંબો થઇ પડયો.

" કયા જવું છે ભાઇ ?" તેણે પૂછ્યુ

" આગ્રે. હું આગ્રામા રહું છું. અહીં ગુજરાતના બાદશાહ સાથે લડવા ગયો હતો. તે નાસી ગયો..."

" એમ ?"

" હુ ત્યાંથી આવી રહ્યો છુ."

સૈનિક હવે ઘોડા આગળ ગયો.

" શું કરો છો ?" ખેડૂતે પૂછ્યુ.

" હવે મારે જવું છે."

" નહિ, આજ અહીં જ રહી જાઓ. કાલે જજો."

" નહિ ભાઇ મને તંગ નહિ કરો."

" ભાઇ, આગ્રા અહીંથી ઘણુ જ દૂર છે. અને ન જાણે રસ્તો કેવો હોય કાલે સવારે જજો.

" માત્ર પચ્ચીશ કોસ જ દૂર છે. સાંજ સુધીમાં તો પૂગી જઇશ. મારૂ ખુશનસીબ છે કે તમારા જેવા પાક, સાફ, રહમદિલ દોસ્તનો મેળાપ થયો. મારે આગ્રા જવું છે. જો હુ સાંજ સુધી આગ્રા ન પહોંચી શકું તો બધાને ત્યા એમ જ લાગશે કે હું લડાઇમા માર્યો ગયો છું. અલ્લાહ જાણે શુંનુ શું થઇ જાય ! મારા

દુશ્મનભાઇ આટલું જાણે છે કે હું હજી ગુજરાતથી પાછો ફર્યો નથી, અને તે એમ પણ જાણે છે કે મારી સાથે માત્ર ૨૦૦ આદમીઓ જ છે. તેથી મને મારી નાખવા તેણે એક મોટી ફોજ આગ્રાને રસ્તે તૈયાર રાખી છે. તેથીજ અમે બધા સાથીઓ અલગ અલગ થઇ ગયા છીએ. હવે સાંજે અમે બધા અહીંતહીં છૂપાતા થઇને આગ્રે પહોચી જઇશું."

આમ બાબત છે, તો ભાઈ, તમારી રક્ષા કાજે હું પણ તમારી સાથે જ આવીશ. તમારે એકલું જવું ઠીક નથી. ન જાણે કયારે દુશ્મનો તમને ઘેરી લે તમે થોભો. હું ગામમાં જઇને ઊંટ લાવું છુ."

સચેતસિંહ ઉઠયો. સૈનિક અવાક્ થઇ ગયો આવો સ્વર્ગીય ભાવ જોઇને તેનું હૃદય ભરાઇ ગયું તેણે સચેતસિંહનો હાથ પકડી લીધો.

"હુ તમને અહીં છોડીને હરગીઝ નહિ જાઉં હુ તો એવા દોસ્તને હંમેશા દિલમાં છૂપાવી રાખુ છું. આ અહેસાન, સચેતસિંહ, હું કદી નહિ ભૂલી શકું. અલ્લાહ પાસે માંગું છું કે એ દિવસ જલદી લાવે કે જયારે આપણે બને સાથે જ જીંદગી પસાર કરીએ" ભાઇ, આપણે જરૂર સાથે ચાલીએ, પણ એમા ભય છે. બે જણને સાથે ચાલો જતાં શક ઉભો થશે. હું એકલો ભરાતો છૂપાતો જઇ રહીશ. બે જણ સાથે હોય તો દુશ્મનની આંખોથી બચી નહિ શકે. તમો ભાઇ અહીં જ રહો. ખુદાનું ચાહવું હશે તો આપણે જલદી જ મળીશું."

તર્કવિહીન, નિરુત્તર, સચેત બોલ્યો: "ભાઇ, તમારૂ નામ તો કહો."

"મને લોકો અકબર કહે છે" સમ્રાટે ભેદભરી દૃષ્ટિ ખેડૂત પર નાખી, પણ તેના મુખ પર કંઇજ નવીન ભાવ જણાયા નહિ

ભય અને દાસત્વને સચેતના રૂપમા જોવાની આશા ધરાવતી આંખોએ જોયુ કે સચેત તો સ્થિર છે. જાણે 'અકબર' નામ તેને માટે નવુંજ હોય ! જાણે તે પોતાના સમ્રાટને ઓળખતો જ ન હોય !

ક્યાથી જાણે સમ્રાટ અકબરને એ ખેડૂત ? ગામનો મુકાદમ જ પોતાને આ ગામના ખેડૂતોનો રાજા જાહેર કરી ચૂક્યો હતો. મહેસૂલ પણ એજ લેતો હતો. પછી ખેડૂતને શી પડી કે મુકાદમથી પણ કોઇ મોટો છે એ જાણવાની ઝઝટમા પડે ?

તે બોલ્યો: "ભાઇ અકબર......"

બાદશાહ મલકાયો

"...હું જો આગ્રે આવુ તો તમે ક્યા મળશો ?"

"હુ જીવતો રહ્યો તો જાતેજ તમને મળીશ તમારે એટલુ દૂર આવવાની તકલીફ ઉઠાવવાની જરૂર નથી."

"હુ તો અમસ્તો જ પૂછુ છુ અમો તો ખેડૂત રહ્યાં અમને એટલી ફુરસદજ કયા છે ? માત્ર પૂછી રાખેલું સારૂ કે કઇ તક મળે તો..."

અકબર તો એને એક દિવસ રાજશાહી ઠાઠમા અહીં આવીને ચકિત કરવા માગતો હતો છતા તેણે જતા જતા જવાબ આપ્યો: "આગ્રામા જમુના નદીને કિનારે લાલ પત્થરનું મોટુ મકાન છે તે મારૂ છે. અને લો આ મારી તલવાર એ મારી ઓળખ થઇ પડશે હુ ઇચ્છું છુ કે આપણે બને આજ ખુદા રસુલને સાક્ષી રાખી સાચા દોસ્ત બનીએ."

સચેત કઇક ગંભીર બનીને શૂન્ય અનત તરફ તાકતો કંઇ વિચારે ચઢયો પછી બોલ્યો: "ભાઇ, મને શક છે કે હુ મિત્રતા નિભાવી શકીશ ?"

" તમે તો બરાબર નિભાવી ચૂક્યા. તમે મારી જીંદગી બચાવી નહિ તો આજ ભૂખ્યો પ્યાસો હું આગ્રે નહિ જઈ શકત. હવે તો એ મિત્રતા નિભાવવાનો બોજ મારે માથે છે."

અકબરે પોતાની તલવાર સચેતની કમરે બાંધી, તેમ સચેતે પોતાની તલવાર અકબરની કમરે બાધી દીધી.

બંને ભેટયા, બલગીર થયા. બનેએ મંગલ-કામનાના બબ્બે મોતી એક બીજાના વસ્ત્રોમા પરોવી દીધ.

" ભગવાન તમારૂ મંગળ કરે."

[ ૨ ]

" કલ્યાણી ? "

" જી."

" આ જીંદગીનો ભરોંસો શો ? આજ છે, કાલ નહિ આટલા વર્ષો થયાં, આગ્રા જોયુ નથી. અરમાન રહી જશે તું કહેતી હોય, તો જોઇ આવુ "

" ગરમીના દિવસો છે. હું કાઇ ના નથી કહેતી પછી તો જેવી તમારી મરજી."

" ગરમીની ચિતા નથી આગ્રા કયા દૂર છે ? સિર્ફ પચ્ચીસ કોસ. ઊંટ પર તો બે પહોરમા પહોંચી જઇશ."

" પણ તમે કયાં ઉતરશો ? "

" મારી ઓળખનો અકબરા નામનો એક સિપાઇ છે, તેને ત્યા મે તને કહ્યું તો છે ને, કે, અમો બેઉ જાની દોસ્તો છીએ અમે બેઉએ તલવાર અદલબદલ કરી દોસ્તીની ગાઢ મજબૂત બાંધી છે. આ સોનાની મૂઠવાળી તલવાર તેની છે"

" એને શોધશો ક્યા ?

" જમુના કિનારે સૌથી ઉંચું લાલ પત્થરનુ મકાન છે તે એનુ છે."

" ભલે, જેવી તમારી ઇચ્છા. વહેલા પધારજો."

* * * *

" શું કહ્યુ, મહારાજા સાહેબ ?" માનસિંહે ઉગ્રતાથી પૂછ્યુ

" જે કંઇ આપ સાભળવા નથી માગતા તે." પૃથ્વીરાજે ગંભીર સ્વરે ઉત્તર દીધો.

" હિમાચ્છાદિત પર્વતો ઓળંગી કાબુલ પર વિજય મેળવવો, ને હલ્દીઘાટમા મહારાણા પ્રતાપના ભાલા સન્મુખ છાતી ખુલ્લી કરવી, એ બધુ શા માટે હતુ ?"

" તમેજ કહોને, શા માટે ?"

" મિત્રતાને માટે"

" નહિ"

" તો ?"

" ગુલામીને માટે."

" ગુલામીને માટે ?"

" હા રાજાસાહેબ; ગુલામીના હૃદયના આન્તરતમ ભાગ પર ફરીથી અધિકાર સ્થાપિત કરવાને માટે. મિત્રતા ? 'મિત્રતા' શબ્દનો તો આપણે, આપણા આત્માને દગો દેવાજ પ્રયોગ કરીએ છીએ. આશ્રિત અને આશ્રયદાતા વચ્ચે મિત્રતાની કલ્પના કરવી એ દુસ્સાહસ છે."

" દુસ્સાહસ ? દુસ્સાહસ 'શબ્દનો' પ્રયોગ આપે શું વિચારીને કર્યો છે ? વીરતા જોતાં તો હું અને સમ્રાટ બરાબર છીએ."

"રાજાસાહેબ, વીરતા જોતા તો પ્રતાપ અને સમ્રાટ જ બરાબર ગણાય. સમ્રાટના દરબારમા જે વીરતા સાક્ષાત સાકારરૂપ રાખીને ટૂકડા તોડે છે તોય તે સાધારણ વ્યક્તિથી પણ હોય છે—જે સમ્રાટની કૃપાનો અભિલાષી નથી."

"તો મહારાજાસાહેબ !" અકબરે હવે પૂછ્યુ: "આપ શું અમારા દોસ્ત નથી ?"

"નહિ, જહાપનાહ; આપણા વચ્ચે મિત્રતા હોઈજ નહિ શકે અમે મિત્ર નહિ, બલ્કે આપના ખરીદેલા ગુલામ છીએ અને રાજનૈતિક દૃષ્ટિકોણથી વચનબદ્ધ થવાને લીધે અમને સાચા હૃદયથી આપના માથાના બચાવને માટે સદા અમારા માથાને ઢાલ બનાવવા પડે છે પરતુ વિવાદનો સબધ છે તો હું સ્પષ્ટ કરૂ છુ કે આપની અને અમારી મિત્રતા વિશુદ્ધ રાજનૈતિક સંબધ છે. અને જીવનમાં મિત્રતાનું જે સ્થાન છે તે આ મિત્રતા નથી મેળવી શકતી મિત્રતા સાચી કયા ટકે ? જયારે આપ ભૂલી જાઓ કે આપ સમ્રાટ અકબર છો અને અમે અમારા મગજમાથી ભૂસી નાખીએ કે અમે આપના આશ્રિત પૃથ્વીરાજ અને માનસિંહ છીએ, ત્યારે. એમ ન થાય, ત્યા સુધી તો આ મિત્રતા અભિશાપ છે"

"અભિશાપ ?"

"જી હા, જહાપનાહ, **અભિશાપ !**"

એજ સમયે ચોકીદારે પ્રવેશીને કહ્યુ: "જહાપનાહ, કિલ્લાને દરવાજે અમે એક ગામડીઆને કેદ કીધો છે તે ઊંટ પર સ્વાર થઇને સીધો અદર ચાલી આવતો હતો. અમે તેને રોક્યો, તો તે આપ જહાપનાહ માટે બદજુબાન બોલી.... ."

"શું બોલતો'તો ?"

"ગરીબ પરવર, ગુસ્તાખી માફ તે કહેતો'તો કે 'હું અકબરા પાસે જાઉં છું.' અમે તેને તેની ગુસ્તાખીની મજા ચખાડવા માગતા હતા, પણ તેની પાસે જહાપનાહની તલવાર છે, જે જહાપનાહે ગુજરાતથી પાછા ફરતા ખોઈ દીધી હતી"

"હા, પણ એ મજા ચખાડવાનું ઇનામ સહકુટુંબ કબ્ર મળતે ....."

ચોકીદાર તો થર થર કાપવા લાગ્યો.

"જાઓ, શાહી ઈજ્જતથી તેને અંદર લઈ આવો."

* * * *

ક્રોધમાં હોઠ દબાવતો સચેતસિંહ દરવાજે ઉભો હતો. શુ મિત્ર સાથે આવો વર્તાવ?

એજ વેળા ચોકીદારે આવીને તેને નમન કર્યું: 'ગરીબનવા'ઝ ઠાકુર સચેતસિંહજી,' કહી તે તેને ચરણે પડ્યો. સચેતસિંહને ઘેરી પકડીને ઉભેલા સૈનિકો પણ દૂર હટી ગયા અને હાથ જોડી સલામ કરવા લાગ્યા ચોકીદારે નમ્રતા દાખવી. "ગરીબપરવર, આ નાચીઝને માફ કરો."

"પણ છે શું?" સચેતસિંહે આ બધાનો અર્થ ન સમજતા પૂછ્યું.

"હજુર, અંદર તશરીફ લો. શહેનશાહ આપને મળવા ઇચ્છે છે"

રસ્તાની બને બાજુએ ઉભેલી સેનાની સલામી, ઉંચે કગૂરેદાર બુર્ઝ પર તોપના અવાજો, સરદારોએ સચેતની ડોકમા પુષ્પમાળા પહેરાવી ઝૂકી ઝૂકીને નમન કરવું, રાજપ્રાસાદોની ચહલ-પહલ! સચેત જાણે નવીન લોકમાં આવી ફસ્યો! શું જૂએ છે? સામે જ

જવાહિરોથી સજ્જિત અમૂલ્ય વસ્ત્રધારી 'અકબરા સિપાઇ' આવી રહ્યો છે.

બંને દોડીને એકબીજાને ભેટી પડયા.

આ તે કેવો ન ધારેલો બનાવ ! મોટા મોટાઓ ચકિત થઇ ગયા. સ્વાર્થી સરદારોએ ઝેરીલી દૃષ્ટિ સચેતના બદન પર ફેંકી !

" ભૈયા અકબરા ! આ શો તારો ઠાઠ !"

" આ બધી તારી બખ્શેશ–તે દિવસની, ભાઇ !"

સચેત મલકાયો. પ્રકૃતિનું નિર્દોષ સાહિત્ય વાચેલાં મસ્તકે પોતાનો શબ્દકોશ ખોલી નાખ્યો: "યાર તુ તો રાજા થઇ ગયો છે."

શાહ ગદ્‌ગદ્ થઇ ગયોઃ હુ " તારો દોસ્ત પણ અહી તો રાજા છુ "

" તો શુ આ જ તારુ મકાન છે ?"

" હા, ભાઇ."

બને એકજ ગાદીએ જઇ બેઠા સુખદુ:ખ–હા અકબરા અને સચેતસિંહના સુખદુ ખની વાતચીત થઇ–સમ્રાટ અકબર અને સાધારણ ખેડૂત સચેતના સુખદુઃખની નહિ.

સુંદર પોશાક પહેરેલા સરદારોને જોઇને સચેતે પુછ્યુઃ "રાજાભાઇ, આવા કપડાં પહેરેલા આ બધા કોણ છે ?"

" બધા મારા સરદાર છે પણ મારા તાબેના."

" તો ભૈયા, એવા કપડા પહેરીને હું ગુલામ બનવા નથી માગતો. હું તો આ જ ગામડીઆ કપડામાં રાજાનો દોસ્ત રહીશ મને તો એ દેહાતી કપડા જ જોઇએ

બાદશાહ મલકાયો.

* * *

વિલાસિતાના આકર્ષણુથી પૂર્ણ મોગલ અમરાપૂરીમાં પડેલો સચેતસિંહ વિચારી રહ્યો હતોઃ આ તે મિત્રતા? એ તે કેવી મિત્રતા? હું તો જાણે અકબરા માટે બોજરૂપ બની ગયો!

* * * *

નામા સાધુઓના વેષમાં અકબરે, માનસિંહે અને પૃથ્વીરાજે સચેતસિંહની તલાશમા ગામડે ગામડાંમા તપાસ કરી પણ તેનો પત્તો લાગ્યો નહિ.

તેને ગામડે તેના ઘરમાં જઇને જોયુ તો બધો સામાન જેમનો તેમ પડયો હતો. સાધુઓને જોઇને લોક એકઠા થઇ ગયા.

અકબરે પૂછ્યુઃ "સચેતસિહને ઓળખો છો? એ કયા છે।"

બધા ચૂપ થઇ ઉભા. અને એક જણે કહ્યુ "હું સચેતસિહનો પાડોશી છુ. આજે જ સવારે તે અને તેની ઘરવાળી બંને ઉંટ ઉપર બેસીને ન જાણે કયાં ચાલી ગયા છે મેં પૂછ્યુ તો તે કહેવા લાગ્યો.

"મને પરમાત્માએ શહેનશાહ અકબરનો દોસ્ત બનાવ્યો, તેથી જયા એનુ રાજય ન હોય ત્યા હું જઇ રહ્યો છુ. જેથી હુ એનો દોસ્ત છું એવું અભિમાન ન લઇ શકું જો એની પાસે રહુ તો એનુ આપેલું ખાવુ પડશે અને તેના ગામમા રહુ તો તેની પ્રજારૂપે રહેવુ પડે. તો પછી મિત્રતા કયા રહી?" ત્રણે જણા મંત્રમુગ્ધની જેમ એક બીજા પ્રત્યે જોઇ રહ્યા.

અકબરે કહ્યુઃ "હવે એ નહિ મળશે ઓ ખુદા, હું તારો નાચીઝ બંદો એટલુ માગુ છુ તે જયા રહે ત્યા તારી હિફાઝતમા સુખી રહે દોસ્ત। અલવિદા!"

"અભિશાપ !" પૃથ્વીરાજે ગંભીર શ્વાસ લીધો.

ભોળાપણાનોને ? માનસિંહે પૂછ્યુ

"નહિ."

"તો ?"

"મિત્રતાનો."

"નહિ, મહારાજા સાહેબો" અકબરે પૂર્તિ કરી: "આ છે બાદશાહતનો અભિશાપ."

# રાઠોડ રમણીરત્ન રાજબા.

લેખક :: શ્રી અભિલાષી.

કેટલાંક મનુષ્યો બાહ્યરીતે જોતાં મહાન અને આદર્શ દેખાવાનો ડોળ કરતા હોય છે, તેઓનું આંતરજીવન તપાસતા આપણને તે અનેકગણુ કલકરૂપી કાદવથી ખરડાયેલું માલુમ પડે છે-ઘણી વખત તે વ્યક્તિના આશ્રિતો તથા તેના ખોટાં ખોટા ગુણગાન કરી તેની કલકકથા છુપાવવાનો પ્રયત્ન કરે છે; પણ, જગતરૂપી આરસીમા પડેલુ તેનાં કલક કૃત્યોનુ પ્રતિબિંબ ક્યાંય છુપુ રહી શકે ખરૂ ?

' મોગલ સમ્રાટ-અકબર "ના સબંધમા પણ તેમજ થયું છે. કેટલાક " અબુલફઝલ " અને તેના જેવા અન્ય ઇતિહાસકારો કહે છે કેઃ-' અકબર વ્યવહાર અને રાજનીતિ કુશળ હતો. આથીજ તે દિલ્હીશ્વરો વા જગદીશ્વરો વા લેખાતો;" પરંતુ તેનુ કલકિત જીવન તપાસતા ઉપલાં સૂત્ર ઉપર " હરતાલ " ફેરવવાની જરૂર લાગે છે.

" અકબર " વ્યવહાર-રાજનીતિ કુશળ કરતાં, " કપટ નીતિ કુશળ " હતો, એમ કહેવું વધારે યોગ્ય લાગે છે. તે સમજતો હતો, કે રજપૂત જેવા શૂરવીર શત્રુઓનું દમન શસ્ત્ર બળથી શક્ય નથી; પરંતુ, વિભેદનીતિજ તેના દમનનો-તેના સર્વનાશનો સર્વોત્તમ અને

સરલ ઉપાય છે આથી તે વિભેદ-નીતિથીજ ભોળા રજપૂતોને સત્તા વિગેરેની અનેક લાલચો આપી, વિષયુકત સ્નેહ સંબંધ બાધી, તેને પોતાની જાળમાં ફસાવવા સમર્થ થતો.

ભોળા નૃપતિઓ અને અન્ય રજપૂતગણ "અકબર" ની વિભેદનીતિથી સર્વથા અજાણ્યા હતા. અથવા નહોતા સમજતા કે આ પ્રમાણે અમારો ધર્મ, અમારી જાતિ, તથા સ્વદેશ પ્રેમને નષ્ટ કરનારી કુચેષ્ટા થઇ રહી છે !

ઘણાખરા રજપૂતો જ્યારે "અકબર" ના કૃપાભિક્ષુક" બની જઇ. પોતાની જાતિય અસ્મિતા અને ગૌરવને વિસરી જઇ, નિર્બળતા દર્શાવી મોગલદલમાં સંમિલિત થઇ ગયા હતા ત્યારે એક "મહારાણા-પ્રતાપસિંહજી"જ સિંહની જેમ સ્વતંત્ર હતા. તેઓ "અકબર "ની આ કપટજાળ સારી રીતે સમજતા હતા. તેમને રજપૂતોની ભોળપણ-મૂર્ખાઇ પર અશ્રુપાત સાથે અફસોસ થતો હતો ! !

"ઓરંગજેબ" અને "અલ્લાઉદ્દીન" આદિ મુસલમાન બાદશાહો તો હિંદુઓના પ્રગટ શત્રુ હતા, પરંતુ "અકબર" તો છૂપાવેશમા છુપાયેલો હિંદુઓનો પ્રખર વૈરી હતો ઉપર-ઉપરથી મિત્રતાનો દાવો રાખી, અંદરખાનેથી હિંદુઓના જાતિ તથા ધર્મ રુપી કલેજામા કાતીલ કટાર ભોકી દેનાર-**વિષકુમ્ભં પયો મુખમ-**જેવો ગુપ્ત શત્રુ હતો.

"અકબર" ને ભારતવર્ષ પર મોગલ સત્તા સ્થાપવી હતી. ભારતવર્ષના ગગનચુંબી સામ્રાજ્ય મહેલ પર તેને મોગલનો ઝંડો ફરકતો જોવાની તમન્ના હતી; પરંતુ રજપૂતો પોતાના દલમા ભળ્યા સિવાય-તેના નાચીજ ગુલામ બન્યા સિવાય, ભારતવર્ષ પર મોગલ સત્તા અટલ અને અચલ થવી શક્ય નથી. એની 'અકબર' ને સંપૂર્ણ ખાત્રી હતી.

" ભોળા રજપૂતોને પોતાની જાળમા લાવવા માટે તેણે એક એવી નિંદિત યોજના કરી હતી કે, જેના વડે રજપૂતો એક પણ શબ્દોચ્ચાર ન કરતા–પરાણે તાબે થાય. એ યોજનાનું નામ " નૌરોજ."

" અકબરે " પોતાના શાસનકાળમાં ભારતવર્ષના પાટનગર દિલ્હીમા આ " નૌરોજ " અથવા " ખુશરોજ " નામક મેળાની હિંદુજાતિને અપમાન સુચક, તેના ગૌરવને ગગનમાથી ગબડાવી પાડનાર નિંદિત પ્રથા ચાલુ કરી હતી.

આજકાલ આપણે ત્યાં મેળાઓ થાય છે ને તેમાં અનેક સ્ત્રી–પુરૂષો પોતાની મનગમતી વસ્તુઓનો ક્રય-વિક્રય કરી, કઇ ને કઇ બહાને પોતાની અભિલાષાઓ તૃપ્ત કરે છે તેના કરતાં 'અકબર' નો આ 'નૌરોજ' મહોત્સવ કંઇક વિલક્ષણ હતો, આ મહોત્સવમા તો રૂપની બજાર ભરાતી–સૌંદર્ય–બજારમા સર્વ મુસલમાન અને આર્ય રમણીઓજ ભાગ લઇ શકતી હોવાથી છદ્મવેષી અકબર સિવાય એ અનુપમ સુધાનું પાન કરવા કોઈ પણ પુરૂષ સદ્‌ભાગ્યશાળી થવા સમર્થ ના થતો.

આ મહોત્સવમાં ' અકબર 'ના બે ગર્ભિત આશયો સમાયેલા હતા, પ્રથમ તો એ કે, આ ' નૌરોજ ' મા મુસલમાન અને હિંદુ સ્ત્રીઓજ આવતી હોવાથી તેઓના અરસપરસ વાર્તાલાપથી રાજ્યમા નવીન બનાવો બને, તે ગુપ્તવેષે જાણી લેવા અને બહારની જનતાને એમ બતાવવુ કે–' પરદામા ગોંધાઇ રહેલી ગુલબદન ઓરતોને 'નૌરોજ ને બાને એટલી છૂટ મળે બહારના વાતાવરણથી તે સુપરિચિત થાય, પોતાની કલા-કારીગીરીનાં યોગ્ય મુલ્યાંકન કરાવી શકે અને નવીન કલાકારીગીરી જાણવા પામે તથા 'અરસપરસ' પ્રેમનો વર્તાવ કરી મળેલા વખતને છૂટથી મનગમતો આનંદ માણવામાં વિતાવે' આવી પોતાની કલા-પોષકનીતિ, પર્દેનશીન બાનુઓ પ્રત્યેની ભાવના, તથા

પ્રજા પ્રેમ આદિ ચાતુર્ય જણાવવું, બીજો ભયંકર આશય એ હતો કે,–" કોઇપણ રીતે રજપૂત–તેમાં પણ શિશોદિયા કુલને, કલંકિત કરી, તેનું મુખ બંધ કરવું અને કોઇપણ બાને એ શુરા સિંહોને ગુલામીના પિંજરામાં કેદ કરવા !

*  *  *

અન્ય રજપૂતોની જેમ બિકાનેરના રાજકુમાર કવિવર ' પૃથ્વીસિંહજી ' સંજોગોવશાત મોગલદલમાં ભળવા છતાં પણ આ રાઠોડવીરનો આત્મા તો સર્વથા મુકત જ હતો !

રાઠોડ–કુલ–કમલ–દિવાકર ' પૃથ્વીસિંહજી ' ની પતિ પરાયણા ધર્મપત્ની ' રાજબા ' શિશોદિયા–કુલ મંડન પ્રતાપસિંહજીના કનિષ્ઠ બંધુ 'શક્તિસિંહજી'ની પુત્રી હતી. જેવી પતિપરાયણા સાધ્વી હતી, તેવીજ તે એક વીરજાયા, વીર પુત્રી તથા શુરી સિંહણ સમાન હતી

એક વખત કવિરાજ ' પૃથ્વીસિહજી ' અને તેની ધર્મ પત્ની રાજબા પોતાના પ્રાસાદના ઝરૂખા પર બેસી. નીચેના રસ્તા પરથી નૌરોજનો આનંદ માણવા જતી નારીઓને નિહાળી રહ્યા છે જાણે કે લગ્ન પ્રસંગે મ્હાલવા જવું હોય તેમ સૌ નારી સમુહ વિવિધ વસ્ત્રાભુષણોથી સુસજ્જિત થઇ–નિજ સૌંદર્યને શોભાવતો ચાલ્યો જાય છે. સૌ કોઇએ પોતાના દેહને કલામય રીતે શણગારવાનો યથા શકય પ્રયત્ન કર્યો છે; પરંતુ, સૌ કોઇનું લક્ષ એકજ તરફ છે, તેમના ગમનનો ઉદેશ પણ એકજ છે, અને તે નૌરોજ !

ઉક્ત દંપતિ રાજમાર્ગ પરથી પસાર થતા નારી સમુદાયને આપાદ મસ્તક નિરખી પોતાના મનમાં વિવિધ કલ્પનાઓ કરતાં હતાં. ત્યાં કવિરાજ પૃથ્વીસિંહે મૌનનો ભંગ કરી રાજબાના ખભા પર હાથ મુકી તેના મુખ સામુ જોઇ મંદ મંદ હાસ્ય કરતા કહ્યું કે—

'પ્રિયે ! આ નૌરોજની નવીનતા તને શું નથી આકર્ષી શકતી ? તારે તારી કોઇ કલાના મૂલ્ય નથી અંકાવવા ?'

'નાથ હું એ નૌરોજમાં આકર્ષણ જેવું કંઇ દેખતીજ નથી ! એ સૌદર્ય બજારનુ માયિકસૌંદર્ય અને તેની દાંભિક કલા મને તો નથી આકર્ષી શકતી ! મારી કલાના મૂલ્યાંકન કરનાર કુશળ અને કલાનિપુણ કલાકાર તો સદાય મારી સમીપજ બિરાજમાન છે વળી તે અન્યના કરતા મારી કલાને વિશેષ માનભરી નજરે જુએ છે, અને તેનુ યથાર્થ મૂલ્યાંકન કરી શકે છે, પછી મારે અન્યત્ર જવાની શી જરૂર છે ? રાજબાએ એક કવિપત્ની અને રજપૂતાણીને શોભે તેવો પ્રત્યુત્તર આપ્યો.

'તને આ નૌરોજ પાછળનો બાદશાહનો કંઇ ઉદ્દેશ સમજાય છે ?' પૃથ્વીસિંહે પૂછ્યુ

'વ્હાલા, કારણ વિના કોઇ પણ કાર્યનો ઉદ્‌ભવ શકય હોય ખરો ? મારી મતિ મુજબ મને બાદશાહનો એવો ઉદ્દેશ ભાસે છે કે ભોળી ભામાઓના વિશુદ્ધ અને અપ્રાપ્ય સૌંદર્ય સુધાનું આ નૌરોજના નામે પાન કરવું, અને બની શકે તેટલું ગૌરવશાલિની હિંદુ જાતિના ચારિત્ર્યને કલંકિત કરવું ! બહાર પવિત્રતાનો ડોળ રાખનારા પુરૂષો અંદરથી કેટલા બધા પાપી હોય છે, એ આપ જેવા ચાણકયબુદ્ધિ અને કવિત્વ શકિત સંપન્ન પુરૂષથી અજાણ્યુ હોય તો તો આશ્ચર્યનો અવધિજ કહેવાય ! રાજબાએ અકબર બાદશાહના નૌરોજનો ઉદ્દેશ સચોટ રીતે કહી બતાવ્યો

"રાજબા, તારી કલ્પના મારી કલ્પનાને યથાર્થ મળતી આવે છે. બાદશાહ મને ઘણી વખત કહે છે કે—કવિરાજ, મને બેગમો, બાંદીઓ, તથા શાહજાદીઓ દ્વારા એવા સમાચાર સાંપડ્યા છે કે–તમારા પત્ની નૌરોજના આનંદમાં ભાગ લેવા નથી આવતા તો શું

આ સત્ય છે ? જો આ વાત વજુદવાળી હોય તો તેનુ શુ કારણ ? તેના પ્રત્યુત્તરમાં ઘણી વખત હું તેને સબળ બહાનુ બતાવી તેની જીજ્ઞાસા સતોષુ છું પણ આજે તો તને મારો ખાસ આગ્રહ છે કે તું નૌરોજમા જા. કારણકે તારા ત્યા જવાથી મને પણ કેટલીક જાણુવા જેવી વસ્તુ પ્રાપ્ત થશે ! અને ત્યા નજરે જોઇ ખાત્રી કરવાથી બાદશાહના ઉદ્દેશની સ્પષ્ટ પ્રતીતિ થશે ! એ સિવાય એ 'નૌરોજ' માથી કોઇ એવી વસ્તુ મુલવી લાવ કે જે સદાય મારી સાથેજ રહે, અને જેનાથી મારી કીર્તિની વિશેષ વૃદ્ધિ થાય !" પૃથ્વીસીંહે 'રાજબા' ને નૌરોજમા જવાના આગ્રહ સાથે આવશ્યક સૂચના આપી.

'પ્રાણનાથ ! મને એ 'રૂપબજાર' માં એક ક્ષણ રહેવાની કલ્પના પણ અસહ્ય લાગે છે. છતા આપની આજ્ઞાને શિરોધર્મ કરી જાઉં છુ ' રાજબાએ પતિ આજ્ઞાને માન આપી, 'નૌરોજ' ની વસ્તુસ્થિતિની નજરે જોઇ ખાત્રી કરવાની આશાથી, સાદા પણ શોભામાં ઓર વૃદ્ધિ કરે, તેવા વસ્ત્રાભુષણો પરિધાન કરી પોતાના હૃદયદેવને નમન કરી, 'નૌરોજ 'ના સ્થાન પ્રતિ પ્રસ્થાન કરી ગઇ.

[ ૩ ]

'નૌરોજ'નો બજાર ભરાણો છે. હિંદુ તથા મુસલમાન લલનાઓ પોતાને ઉપયોગી વસ્તુઓનો ક્રય-વિક્રય કરી રહેલ છે 'અકબર' પણ છદ્મવેષ પરીધાન કરી 'નૌરોજ'ની મોજ માણી રહ્યો છે જે કુલ-કામિનીઓ કોઇ દિવસ ગૃહ બહાર નીકળેજ નહી, તે સુંદરીઓનાં સૌંદર્ય-સુધાનુ યથેચ્છપાન કરતો, પોતાની પાપીષ્ટ વાસના પરિતૃપ્ત કરવાનો પ્રયત્ન કરી રહ્યો હતો, ત્યાં 'પૃથ્વીસિંહ'ની પવિત્ર પત્ની 'રાજબા' પર તેની નિંદિત નજર ગઇ. એ વિશુદ્ધ સૌંદર્યની અલૌકિક છટા, વદનપરની વિલક્ષણ પ્રભાવવાળી જ્યોતી, અને એક

રાઠોડ વીરાંગનાને છાજે તેવી અનુપમ દેહયષ્ટી અને અંગમરોડ નીહાળી 'અકબર' તો ભાન ભૂલી ગયો !

પોતાની ગુપ્તચર બાંદીને પૂછીને ખાત્રી કરી લીધી કે, કવિરાજ 'પૃથ્વીસીંહ'ની એ પત્ની, અને મહારાણા પ્રતાપસીંહના લઘુબંધુ શક્તિસિંહની પુત્રી એનું નામ રાજબા

ઘણા વખત થયાં, જે લાવણ્યમૂર્તિ લલનાના દર્શન કરવા, પોતાના વિલાસી નેત્રો આતુર થયાં હતા તે આજે અનાયાસે આવી મળવાથી 'અકબર' તો મનમાં મલકાઇ ગયો તેણે વિચાર્યું કે, ઘણા રોજની મુરાદ આજે બર આવશે. પરીસુરત 'રાજબા' ને પરિરંભણ કરવા તેના અંગમાં ચટપટી થવા લાગી ! તેને મેળવવાના વિવિધ મનસુબા ઘડવા લાગ્યો.

'રાજબા' 'નૌરોજ'ના બજારમા ઇતસ્તતઃપરિભ્રમણ કરતી -ફરતી છેક છેડાના ભાગ પર આવી, ત્યાં સુધી તેને ન તો કોઇ વસ્તુ પર આકર્ષણ થયુ કે ન તો કોઇ નવીનતા લાગી ફરી એક વખત ચક્કર લગાવી, પાછી ફરતી હતી. પતિદેવની આજ્ઞા મુજબ કંઇ ઉત્તમ વસ્તુ તો લઇ જવી ખરી-આમ મન સાથે જ્યા નિશ્ચય કરતી હતી, ત્યાં એક સાઠેક વર્ષની બુઢી ડોશી તેના ખભા પર હાથ મૂકતાં બોલી:—

"કેમ બેટા, આ ખુશરોજ (નૌરોજ) માં તારા દિલચાહક એકેય વસ્તુ તે ખરીદ ન કરી ?"

ડોશીના વાત્સલ્યભાવ અને નિખાલસતાથી પૂછેલા પ્રશ્ન પરથી તેની નિર્દોષતાની 'રાજબા'ને ખાત્રી થઇ ગઇ પ્રત્યુત્તરમા 'રાજબા' એ કહ્યું કે:—

"માજી મારો અંતરાત્મા મોહે એવી એક પણ વસ્તુ આ 'નૌરોજ' મા મારી નજરે તો નજ આવી ! પરંતુ, આમ અચા-

નક મને પૂછનારનો પરિચય માગું, તેમા આપ અવિનય તો નહિ માનોને!" 'રાજબા' એ ડોશીના પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપી, શિષ્ટાચારથી પરિચયની ઇચ્છા પ્રદર્શિત કરી.

'એમા અવિનય શેનો? અચાનક તને પ્રશ્ન પૂછવાથી મારો પરિચય પામવાની તને જિજ્ઞાસા થાય, એ સ્વાભાવીક છે! મારો પરિચય અત્યારે ટુંકમા આપીશ. હું એક રજપૂત જાતિની સ્ત્રી છુ. મારૂ સમસ્ત કુટુંબ કાલગ્રસ્ત થયુ છે, તેમાં અત્યારે હું એકજ અવશિષ્ટ છું. મારી નિરાધાર સ્થિતિમા હુ રજપૂતજાતિની સેવા કરી બદલામાં જે કંઇ મળે તેનાથી નીર્વાહ ચલાવું છુ. આ નૌરોજમાં હું હરવખત આવુ છું, અને ભોળી રજપૂત રમણીને નૌરોજના નામે બાદશાહની પાપિષ્ઠ વાસનાની ભોગ થતા પહેલા ચેતાવી મારી ફરજ બજાવું છુ. છતાય કેટલીય સ્ત્રીઓ બાદશાહની અનિષ્ટ ઇચ્છાને સ્વાધિન થઇ પોતાના નીતિગૌરવ અને પાતિવ્રત્ય પર પાણી ફેરવે છે એવી ખબર થતા, મારૂ હૃદય સહસ્ત્રધા વિદીર્ણ થઇ જાય છેઃ આમ બોલતા ડોશીની આંખમાથી ઉષ્ણ અશ્રુબિંદુઓ સરી પડ્યા રાજબાને પણ ખેદ થયો તે ડોશીને આશ્વાસન આપતા બોલી કેઃ-

"માડી જ્યા પ્રભુઇચ્છાજ એવી હોય ત્યા આપણુ માનવીનુ શું ગજું? જ્યાં રજપૂતો પોતાની નીતિ અને કુળ ગૌરવને વિસરી જઇ પોતાના પુરૂષાતનને લજાવી રહ્યા હોય ત્યા આવા બનાવ બને તેમા શી નવાઇ? આવી રીતે તે રજપૂત વૃદ્ધાને ઘટતુ આશ્વાસન આપી, રાજબાએ પૂછ્યુ કે.–માજી આ નૌરોજથી હુ તદન અપરિચિત છુ, પરંતુ આપણા વાર્તાલાપથી હું જાણવા પામી છું કે આપને આ નૌરોજ બજારનો સપૂર્ણ પરિચય છે. તો એક રજપૂત રમણીને પસંદ પડે અને સદાય તેને ઉપયોગી થઇ પડે એવી વસ્તુ કયે સ્થળે મળશે એ બતાવવા કૃપા કરશો?

હા, ઘણી ખુશીથી, તું મારી સાથે આવીશ? તારા દિલને પસંદ પડે તેવી વસ્તુ તને બતાવું.

ચાલો એમ કહી રાજબા તે વૃદ્ધાની પાછળ–પાછળ જવા લાગી.

થોડાક કદમ આગળ ચાલ્યા પછી એક ગલીમા વળી જમણા હાથ પર એક દુકાન ખોલી તે ડોશી અંદર દાખલ થઇ અને દ્વાર પાસે એક આસનપર રાજબાને બેસાડી અલ્પ સમયમાજ અંદરના ભાગમાથી ચપળા સમી ચમકારા કરતી ઉત્તમોત્તમ કલા કારીગીરી-વાળી સોનાની મુઠમા જડેલી પાણીદાર અને મૂલ્યવાન કટારો લાવી રાજબા સમીપ મુકી. રાજબાને તેમાંથી પોતાને પસંદ પડે તે કટાર લેવાનુ કહ્યુ. રાજબા તો આ કટારો જોઇ અત્યંત પ્રસન્ન થઇ અને એક પાણીદાર કટાર તેમાથી પસંદ કરી એ કટાર ઉપર સહાયિકા એવું સોનેરી અક્ષરે કોતરેલું નામ તો તેની શોભામાં વિશેષ વૃદ્ધિ કરતુ હતુ.

માજી આનુ મૂલ્ય શું થાય છે? રાજબાએ તે કટારનું મૂલ્ય પૂછયું.

બેટા! અમૂલ્ય વસ્તુના તે વળી મૂલ્ય હોતા હશે બગા? હું કટાર તને મારા સ્મરણચિહ્ન તરીકે ભેટ આપુ છું

"માજી આપનું કહેવું સત્ય છે અમૂલ્ય વસ્તુના મૂલ્ય કરવા એ તે વસ્તુને અપમાન કરવા જેવું ગણાય! છતા પણ આ અમૂલ્ય વસ્તુની યોગ્યતા દર્શાવવા હું કિંચિત આપું છુ તે સ્વિકારો! હું વિના મૂલ્યે તો નહીજ સ્વિકારૂ આમ કહીને પોતાની ચોલીના ખીસામાંથી બે સુવર્ણ મુદ્રા કાઢી ડોશીને આપી

"બેટા, પ્રત્યેક 'નૌરોજ' વખતે મને ઘણીય રજપૂત રમણીયો મળે છે, પણ કોણ જાણે મને તારા પર આટલો બધો આદર કેમ થાય છે? તું ખરી રજપૂત નારી છો હવે જયારે 'નૌરોજમાં'

આવ, ત્યારે આ રંકની ઝુંપડી તારા પુનીત પાદકદમથી ધન્ય કરજે હો ' હું પણ તારે ઘેર અનુકૂલ સમયે આવીશ. પ્રભુ તારૂ કલ્યાણ કરો ' ડોશીએ પ્રસન્ન થઇ રાજબાને પુનઃ પોતાને ત્યા આવવાનુ આમંત્રણ આપ્યુ,

રાજબા સ્મિત કરી ' સહાયિકા ' ને પોતાના કબરીબધમા છૂપાવી, તે વૃદ્ધાને વિનયથી નમસ્કાર કરી તેની અનુજ્ઞા લઇ ત્યાથી રવાના થઇ નૌરોજ બજારના જાહેર રસ્તા પર આવી પહોચી

[ ૪ ]

સંધ્યા સમય નજીક આવતો હોવાથી સર્વ સુંદરીઓ યથાયોગ્ય ક્રય–વિક્રય કરી, ગૃહપ્રતિ જવા તૈયાર થતી હતી રાજબા પણ ત્વરાથી પોતાની પાલખી પ્રતિ પ્રસ્થાન કરતી હતી ચાલતા ચાલતા એક વિશાળ ચોગાનમા આવી, ત્યા સહસા તે ચોગાન ચારે તરફના ગુપ્ત દ્વારોથી બંધ થઇ ગયુ રાજબા અચાનક કેદી જેવી હાલતમાં આવી પડવાથી પ્રથમ તો ચોકી ઉઠી ' અગમા સ્હેજ કમ્પ આવી ગયો પણ તુરતજ સ્વસ્થ થઇ પરિસ્થિતિનો વિચાર કરતી હતી ત્યા સામેનુ એક દ્વાર ખુલ્યું અને તે માર્ગેથી અકબર બાદશાહને આવતો દીઠ્યો બાદશાહને જોતાજ રાજબાનુ અગ ક્રોધથી કાંપવા લાગ્યુ. અંગારા વરસતા હોય તેવી લાલઘુમ આખો થઇ ગઇ શિકારને જોઇને ચપળ સિહણ તરાપ મારવા તઇયાર થઇ રહી હોય તેમ રાજબા ઉભી રહી

બાદશાહે છેક સમીપ આવી કહ્યું—

" રાજબા, પરિપયકર નાજનીન, જિન્નતની હુર, તારી સૌંદર્ય-સુરાનું પાન કરાવી ઘણા વખતની મારી મુરાદ બર લાવ બાદશાહે પરંબારી હેવાનિયત દર્શાવી.

પ્રજાના પિતાનું સ્થાન શોભાવતા બાદશાહના મુખમાંથી નાલાયક વચનો અને બેશરમ માગણી સાંભળી રાજબાનો ગુસ્સો વધી પડ્યો અને ગુસ્સાથી બોલીઃ—

નરાધમ ! તુ કોણ છે એ તો વિચાર કર ! તુ એક ઇસ્લામી સલ્તનતનો માલીક ! પ્રજાનો પિતા ! આવો દરજ્જો ભોગવવા છતાં હેવ નિયત કરતા શરમાતો નથી ! પ્રજા તો તારા બેટા—બેટી કહેવાય ! તેની પાસે બેશરમ માગણી કરતા વિચાર કર ! બહારની જનતામાં સર્વ ગુણ સંપન્નતાનો ડોળ કરી અંદરખાનેથી આવા પાપાચરણ કરતા ખુદાનો તો ખોફ રાખ !

અય હુસ્નેઓરત ! તને એ માલુમ નથી કે ગુલબદન સુંદરીના ઇશ્કનો આશક કદી ખુદાના ખૌફની પરવા કરે ખરો ? આશકને મન તો ઇશ્ક જ ખુદ ખુદા હોય છે ! આવ આવ, ઓ બેહિશ્તનાં બુલબુલ ! આ ઇસ્લામી રિયાસતનો માલીક શહેનશાહ અકબર તારી કદમ—ચુમી કરવા તૈયાર છે ! રહમદિલ થા, અને જામે શિરાજી સમા હોઠનો એક જ ઘુટ પા ! એમ કહી બુભુક્ષિત વ્યાઘ્રની જેમ અકબર રાજબાને પોતાના બાહુપાશમા બદ્ધ કરવા આગળ વધ્યો જ્યાં હસ્ત લબાવી, રાજબાના અંગને સ્પર્શ કરવા જાય છે. ત્યાં રાજબાએ સંપુર્ણ બળ એકત્રિત કરી, અકબરની છાતીમા જોરથી એક લાત લગાવી દીધી કામથી પોતાના બળને ગુમાવી બેઠેલો બાદશાહ, લલનાની એકજ લાતથી ધરાશાયી થઇ ગયો ! રાજબા તેની છાતી પર ચઢી બેઠી અને નૌરોજની બજારમાથી લાવેલી સહાયિકાને પોતાના કમરીબંધમાથી કાઢી અકબર સામુ નિશાન તાકતા બોલીઃ—

" મોગલ—કુલ—કલંક, તેં તારા ઇસ્લામી મઝહબ ને બાજુ પર મૂકી, બેઇમાની આદરી છે તેનુ ફળ તને હમણાજ આપુ છું સાચો ' દીન ' અસહાય અબળાની પરવાશતાનો ગેરઉપયોગ કરવો

જ નથી ! તેં "નૌરોજના નામે' કેટલીયે ભોળી—અરે વેવલી વનિતાઓના શિયળના બલિદાન લીધા હશે ! અત્યાર સુધી તને પાતિવ્રત્યના પવિત્ર રંગે રંગાયલી રાજપૂતાણી મળી નથી તેમા જ તુ બહેકી ગયો છે ? હજી રજપૂત અભિમાન તેવા સંતાનોમાથી સંપૂર્ણ નાશ પામ્યું નથી તેની તુ આજથી ખાત્રી કરી લેજે ! સર્વધર્મો અને જાતિ પ્રત્યે સમાનતાનો દાવો કરનાર બાદશાહ, તારી કયામતની વેળાએ તારા પાકપરવરદિગારને સંભાર !—અરે ભૂલી તારે અને ખુદાને શું લેવા દેવા ! તારા જેવા નાલાયક—પોતાને ખુદાના બંદા કહેવરાવનાર તેના નામનો દુરૂપયોગ કરે છે ! લ્યાનત હજો. તારા જેવા શયતાનો પર !" આમ કહી 'રાજબા એ ક્રોધથી કાપતા 'અકબર' ની છાતીમા એક મુક્કી મારી અને જ્યા કટારને અકબરની છાતીથી વીમ તસુનુ અંતર રહ્યું, ત્યા 'અકબર' એકદમ દીન વદનથી બોલ્યો —

'પાકદામન ઔરત, તુ પૂજનીય છે ! તારી છેડતી કરવામાં મને મારા કિસ્મતે ગંભીર ભુલ ખવરાવી છે ! તુ આજે મને માફ કર ! બદદાનતનો બુરો અંજામ હું મારી સગી આખોએ જોઉં છુ. મને આજે દસ હજાર અફસોસ થાય છે ખુદાના કસમ ખાઇને કહું છું કે, હવેથી આવુ કામ નહી કરૂ !"

'અરે બોલમા તારા જેવા નાપાકની જીભ પર આવતા ખુદા પણ શરમાય ! તુ સાણસામાં આબાદ સપડાયો છે, એટલેજ આવા વચનો ઉચ્ચારે છે ! એક ઇન્સાન જ્યારે શયતાનનુ રૂપ લે છે ત્યારે ઇન્સાનિયતથી તે કેટલો બધો નીચો ઉતરી જાય છે, તેનો તાદશ નમુનો તુ છે ! તારે તો હજી રાઠોડ અને શિશોદિયા કુલને કલંક લગાવવું છે, પરંતુ, સૂર્ય કદિ પશ્ચિમમા ઉગે તો પણ એ પ્રાતઃસ્મરણીય અને પવિત્ર કુલને કલંક લગાડવાની આશા એ ઝાંઝવાના જલ

જેવી છે। શિશોદિયા સતાનો ધારે, તો તારૂ મસ્તક એક ઘડીના છઠ્ઠા ભાગમા ઉડાવી દે। પણ, ના! તેઓ અધર્મ રાહે જવાનુ સ્વપ્નામા પણ ન ઇચ્છે! એ શૂરા સંતાનો તો પોતાના શત્રુને સામી છાતીએ લડીને મારવામાજ મહત્તા માને છે। દગો ફટકો તો તેઓ શીખ્યાજ નથી। તેને તો એક માત્ર પોતાની વહાલી મેવાડ માતાની મુક્તિની જ તમન્ના છે। સમજ્યોને, કપટનીતિપટુ અકબર। છેલ્લુ વાક્ય ઉચ્ચારતા 'રાજબા' એ 'અકબર'ની દાઢી ઝાલી, તેનુ માથુ આમતેમ હલાવ્યુ-

'રાજબા' ના ઓજસ્વી વેણ સુણી 'અકબર' બોલ્યો:-

'રાજબા' આજસુધી મે અનેક બદકામો કર્યા છે. ઘણીય રજપૂત નારીઓને 'નૌરોજ' જાળમા લઇ, તેની પ્રાણાધિક પવિત્રતાનો મે સર્વનાશ કર્યો છે, પણ તે બધામા તું સાચી રજપૂતાણી છે। તારા આગ ઝરતા સચોટ વેણોથી મારી સાન ઠેકાણે આવી ગઇ છે। અત્યારે મને મારા પાપોનો પસ્તાવો થાય છે! ઇમાનથી કહુ છુ કે, હવે હુ કોઇ પણ રજપૂતાણી–અરે, ઓરત જાતની છેડની નહિં કરૂ। તને એટલી તો ખાત્રી હશે, કે 'અકબર' જે સખુન ઉચ્ચારે છે તેનુ જાન જતા પાલન કરે છે।' અકબરે પોતાની ભુલ કબુલ કરી, હવેથી અનીતિ ન કરવાના સમ ખાધા.

રજપૂત હૃદય જ એવું છે કે, પોતાના પઝામા સપડાયેલો પ્રખર દુશ્મન પણ જો એક વખત પોતાનો પરાજય કબુલ કરી, કૃપાની યાચના કરે, તો તરતજ તે દ્રવીભુત થઇ જાય। તેજ પ્રમાણે, હિંદુસ્તાનનો શહેનશાહ–મોગલસમ્રાટ 'અકબર' જ્યારે પોતાનુ પાપ કબુલ કરી પશ્ચાત્તાપ સાથે 'રાજબા' પાસે માફી માગવા લાગ્યો ત્યારે '**રાઠોડ–રમણી** રત્ન રાજબા' નુ હૃદય

પણ ક્ષત્રિયોચિત ક્ષમા અને ઉદારતાથી આકંઠ ભરપુર થઇ ગયુ અને તેને દયાનું દાન કરી, તેની છાતી પરથી ઉતરી તેને મુક્ત કર્યો ત્યાર પછી રજપૂત આસ્મિતાથી કહ્યું—

શાહ, પ્રમાન અને આબરુ વ્હાલા હોય તો અધર્મ ગહે જતો આજથી અટકજે!

આટલા શબ્દો પરાજિત અકબરને માટે બસ હતા!

રાજબા વિજયી યોદ્ધાની જેમ પાલખી સમીપ આવી ને તેમા બેસી ગૃહપ્રતિ પ્રસ્થાન કરી ગઇ અકબર પણ એક અબળાથી પરાજય પામ્યાની શરમને લીધે ધીમે પગલે પોતાના જનાનખાના પ્રતિ રવાના થઈ ગયો

આ બનાવ અલ્પ સમયમા બની ગયો!

કવિરાજ—પૃથ્વીસિંહ પ્રિય પત્નીના આગમનની માર્ગપ્રતિક્ષા કરતા હતા ત્યા રાજબા ની પાલખીને આવતી જોઇ તેને લેવા પ્રાગણ સુધી સામા ગયા ત્યાથી દંપતિ દિવાનખાનામા આવી વિરામાસન ઉપર બેઠા પછી પૃથ્વીસિંહે રાજબાને પૂછ્યુઃ—

પ્રિયે, નૌરોજમાથી કઇ નવીન વસ્તુ લઇ આવી?

પતિદેવના પ્રત્યુત્તરમા રાજબાએ સસ્મિત વદને કહ્યું

પ્રાણનાથ; રજપૂતાણીને કઇ વસ્તુપર પ્રેમ થાય એ તો આપથી અજાણ્યુ નજ હોય! માત્ર આ એક કટાર જ ખરીદતી આવી છુ કે; સામ્પ્રત સમયમા રજપૂત રમણી-જાતિની એજ એક માત્ર સહાયિકા છે. વળી આનુ નામ પણ **સાહચિકા** જ છે. આમ કહી પોતાના કબરીબધમાથી વિદ્યુતસમી ચમકારા કરતી સહાયિકા કાઢી પૃથ્વીસિંહના પાદપક્ષમા ધરી દીધી

પૃથ્વીસીંહે તેને પોતાના હસ્તમા લઇ આંગળી વતી તેની ધારની પરીક્ષા કરી લીધા પછી રાજબાને પૂછ્યુ.

"આનુ પાણી માપવાનો સમય તને સાંપડયો હતો ખરો ?

પ્રિયતમ હજી સુધી એવો અવસર તો નથી આવ્યો પરંતુ, શહેનશાહ અકબરે આનુ પાણી વીમ નસુ છેટેથી માપ્યુ છે. ખાત્રી કરવી હોય તો તેને પૂછી જોજે જો! એમ કહી રાજબા ખડખડાટ કરતી હસી પડી

"એમા હુ કઇ સમજ્યો નહી! તારી આ સહાયિકા એ શાહને એવો તે શું પરચો આપ્યો છે' પૃથ્વીસીંહે જિજ્ઞાસા બતાવી

રાજબાએ નૌરોજના બજારમાં બનેલો પ્રસગ પોતાના પતિ પાસે અથેતિ વર્ણવી બતાવ્યો.

રાજબાની વાત સંપૂર્ણ સાંભળી લીધા પછી તેને ધન્યવાદ આપતા પૃથ્વીસીંહે કહ્યું:– 'ધન્ન! વીરાગનાં ધન્ય!'

"ઓહો! એ તો મને વિસ્મરણ થઇ ગયુ! બીજી નુતન ભેટ તો ખાસ મારા પતિદેવ માટેજ લાવી છુ!" પતિદેવના કંઠમાં પોતાના હસ્તકમલની માલા અર્પતા 'રાજબા' એ ઉપરોક્ત વાક્ય ઉચ્ચાર્યુ.

'પૃથ્વીસિંહે' એ નુતન ભેટ જાણવાની જિજ્ઞાસાએ અધીર થઇ સહસા પૂછ્યુ–

"એ શી છે વારૂ ?"

"આપના માટે લાવેલી એ નુતન ભેટનુ નામ 'કીર્તિસુંદરી' છે. જે એક રીતે તો મારી સપત્ની થાય, છતા તે મારા પતિ-પાછળ ક્ષુદ્ર દાસીની જેમ ફરતી હોવાથી, મને તેના પર ઇર્ષા થવાને બદલે પ્રેમ ઉત્પન્ન થાય છે! તેણે મારા જીવન ધનની

મહત્તામાં વૃદ્ધિ કરી હોવાથી, હું તો તેનો સહસ્ત્રવાર આભાર માનું છું ! ”

‘ ધન્ય દેવી, ધન્ય ! આજ તો તેં મને પણ ધન્ય કર્યો ! તે આજ રજપૂત નારીનુ પાણી રાખ્યુ ! શિશોદીયા અને રાઠોડ કુલનુ તો તુ અનુપમ ભૂષણ છો ! એના ઉજ્જવલ કીર્તિમંદિર ઉપર તેં આજે કલશ ચઢાવ્યો ! ખરી પ્રાણવાન નારીને ‘ અકબર ’ તો શું, પરંતુ, મહાન શક્તિશાળી દેવ–દાનવ પણ તેને મ્હાત કરવા અસમર્થ છે ! એવી નારીનાં શીલ અને પતિવ્રતયના ઓજસ-થીજ તે અંજાઇ જાય ! ’ આમ બોલી હર્ષાવેશમા ‘ પૃથ્વીસિંહે ’ ‘ રાજબા ’ ને પોતાના અંકમા લઇ, તેના કપોલપર મીઠું ચુમ્બન ભર્યુ ‘રાજબા’એ પણ ચુબનનો જવાબ ચુંબનથીજ આપ્યો

ત્યારપછી દંપતિ એકબીજાથી પોત–પોતાને ધન્ય માનતાં આનંદોદધિમા નિમગ્ન થઇ ગયાં !

---

# જુના જોડા.

લેખકઃ—શ્રીયુત દુર્ગેશ શુક્લ.

**સ્હાંજ** પડી ગઇ હતી મોચીવાડમા પચેન્દ્રિયને પરમ સુખાનુ-ભવ થાય તેવું વાતાવરણ જામ્યું હતુ. કસારી અને તમરા અધારા ખૂણામાંથી કાનમા આરોહ અવરોહ વિનાનું એકધારૂ તીવ્ર સગીત રેડી રહ્યા હતા મંદ પડેલા પવનમા ફેલાયેલી ચામડાની ઉત્કટ ગધ નાસિકાને શ્વાસોશ્વાસની ક્રિયા તજી નિષ્ક્રિય બનવા ઉ કેરતી હતી મ્યુનિસિપાલિટિનુ મરતું મરતુ બળતુ ફાનસ, નહિ જેવો પ્રકાશ આપી, નેત્રને જરા ઝીણી નજરે જોવા સૂચવતુ હતુ. બધે સૂનકાર છવાયલો હતો.

દેડકવૃંદના સગીતમા વેદોચ્ચાર સુણનારા બ્રહ્મપુત્ર સુખરામ દાદાને કસારીતમરાનો તમતમાટ અગમ્ય નહોતો તેમજ પ્રાણાયામથી ટેવાયલા નાકને ચામડાની ગધથી રક્ષણ મેળવવું એ સહેલી વાત હતી. આખોને આધારે ચાલવા કરતા પગનો દાદા વધારે વિશ્વાસ રાખતા પગ જરા પછાડીને મૂકતા કે ખાડા ટેકરાની ખબર પડે આવા વખતે મોચીવાડમા આ વિપ્રવર્યને ઘસડી લાવનાર કયુ મહાકારણ હશે એવો સહેજે વિચાર થાય.

જરા છેટે ઓસરીમા અધારે એક માણસ બેઠો બેઠો ગણ-ગણતો હતોઃ—

આ રે ! કાયા રે ! હંસા ડોલવાને લાગી રે !
ઉડી ગયો હંસ પિંજર પડી તો રીયું;
મારો હંસલો નાનો, ને દેવળ જુનું રે થીયું.
બાઈ મીરાં..

'એલા, લાધો છે કે ?' સુખરામ દાદાએ બૂમ મારી ભજનમા ભંગ કર્યો. 'એ હા, બાપા હા.' લાધા મોચીએ મીઠે અવાજે આવકાર આપ્યો, 'કોણ દાદા કે ? ભલા ભાગ્ય ! ક્યાથી અત્યારે આ દશે ?' દાદાએ ઓસરી પર બેસતા જવાબ આપ્યો 'કામ વિના કોઈ આવે છે, ભાઇ. જરા જોડાને ટાંકો દેવરાવવા આવ્યો'તો '

'એ દઇ દઉં બાપા, લાવો જોડો. અબઘડી દઇ દઉં એમાં શી બલીશાત હતી ?'

હળવે હાથે જોડા કાઢી લાધા રહામે મૂકતા દાદા બોલ્યા, 'લે ભાઇ, જરા ધસરકો ખસે એવું થીગડુ મારજે ઓલ્યા વખતે દીધુ'તુ ત્યાંથી જ ફાટયુ છે આ વખતે.'

'ફકર નહિ દાદા, આ વખતે મજબૂત મારી દઉં.' લાધાએ જોડો હાથમા લીધો ઘડીભર જોડા સામે જોઇ રહ્યો આજકાલ કરતા દસ દસ વર્ષથી ટાઢ, તડકો, વરસાદ ખમતા આ જોડા જોઇ ઘડીભર તો લાધાને પોતાની માતાને 'રંગ' કહેવાનુ મન થઇ ગયુ. આખ, નાક અને મોમાંથી ઝરતા રસ ઉપર બણબણતી મક્ષિકાઓથી શોભતા, પણ પોતાની કુખે કુલોત્પન્નને માતા જે રસથી નિરખી રહે, તેવા જ રસથી લાધાએ દસ વર્ષ પહેલા સર્જેલો આ અનેક થીગડા વડે વરવો નહિ પણ ગરવો બનેલો જોડો જોયો

'દાદા, દસ વરસ થીયા.' મોચી મૃદુ કંઠે બોલ્યો.

'હજી બીજા દસ કાઢશે, લાધા ને જઇશ ત્યારે કે'તો જઇશ કે મારી પાછળ સજ્જામા બામણને આપજે !' દાદા હસીને બોલ્યા.

'મોર્યના માણાની સાચવણુ ભારે દાદા, પણ જવાનીઆને ઇની કદર નઈ. આપણે થાગડથીગડ કરી ઉપયોગમાં લઇએ, ઇમને તો ફાટયુ કે નાખ ઉકરડે !'

'વહેલા પસ્તાશે દીકરા મારા. લે, હવે તું ઉતાવળ રાખ. મારે હજી વાળુ બાકી છે.'

'એ આ કરૂંને !' ચપટી વગાડી લાધે બૂમ મારી 'અલી એ, જરા ફાનસ લાવજે બહાર.'

અંદરથી લાધાની વહુ બોલી, ફાનસે તો વાચે છે અમથો.'

'કોડીયું લાવ.'

'પછી હું રસોડામા આખો ફોડુ ? હમણા તમારા દીકરાની વહુને રોટલા ખાવા જોશે'

'પણ આગણે ઘરાક ખોટી થાય ઇ ?'

'કાલ દિએ આવવા કહો.'

લાધાએ બિચારે નિરૂપાય બની સ્વરમા લાચારીનો ભાવ લાવી કહ્યું, 'તું ય સમજે નહિ તો, અમથાની બા દાદા આવ્યા છે.'

-દાદાએ ખોખારો ખાઇ પોતાના અસ્તિત્વનુ ભાન કરાવ્યુ, 'એ હા લાધાની વહુ, જગ ટાંકો દેવરાવવા આવ્યો છું'

લાધાની વહુ મોટો લાજનો ઘુમટો કાઢી, હાથમા કોડીયુ લઇ તરત જ બહાર આવી. અફસોસ કરતી બોલી. 'મને વાલોમૂઇને શી ખબર કે દાદો આવ્યા હશે ? તમારો ભણેશરી દીકરો 'સદેવંત સાવળંગા' ની વારતા વાચે છે; ને વહુરાણી લાંબા ટાટીયા કરી પડ્યાં પડયા સાભળે છે. હું કાઇ કહું છું તો સામે જોઇ ખાખાખીખી કરે છે.'

લાધાએ જવાબ ન આપ્યો, પણ દીર્ઘ નિશ્વાસ નાખી પત્ની પ્રત્યે સહાનુભુતિ વ્યક્ત કરી, સોયના નાકામાં દોરો પરોવવા પ્રયત્ન કર્યો પણ હાથ ધ્રૂજતો હતો, અને આંખોનુ તેજ ઓછુ થયું હતુ, તેથી સફળ થયો નહિ.

'લાવો મારી કને' કહી લાધાની વહુ નીચે બેઠી.

મોચીએ એના હાથમા સોય દોરો આપતા કહ્યું 'દાદા, આખો ગઇ હવે ભળાતુ નથી.'

યજમાનોના પ્રતાપે કસારમા ભારોભાર ઘી આરોગી નેત્રનુ તેજ સાચવી શકેલા દાદા અનુકંપા દર્શાવતા બોલ્યા, 'ભૂડી થઇ લાધા. ઘડપણમા આખ ખોવી એ ઓછા દુઃખની વાત નથી બીજુ તો ઠીક પણ પછી આમ પંદર દહાડે મને થીગડા કોણ મારી દેવાનો? તારી ખોટ તો મને પડવાની.'

વયમા દાદા વડીલ હતા એટલે પ્રભુને ઘેર ન્યાય હોય તો ન્યાયની દષ્ટિએ એમની ખોટ લાધાને પડવી જોઇએ પણ આ અવળગતિ વિશ્વમા લાધાની ખોટ દાદાને પડે એવું થાય તેમાં આશ્ચર્યની વાત ન જ કહેવાય.

'ખોટ તો તમ જેવાને લાગે દાદા બાકી બીજાને મન ધરડુ મુવું ને જૂતુ ફાટયુ બરોબર. મારા અમથાને તો એમજ છે કે કયારે બાપો મરે ને અમે હુતો હુતી તાગડધીના કરીએ.'

લાખો હાથ કરી મોચણ બોલી, 'હા કરશે, હું બેઠી હઇશ તો.'

'તો કઇ વાધો નહિ આવે. મને તારી ખાત્રી છે. પણ શરીરનો કંઇ ભરોસો છે?'

'એ ચિંતા ન કરજો. આ કાયાને કાંઇ થાવાનુ નથી.'

'તો વળી ધન ભાગ' મોચીએ નિશ્વાસ મૂકતાં કહ્યુ બિચારાની શ્વાસ મુકવાની રીતજ, જાણે ફેફસામા વેદનાના કીડાએ કાણું પાડયું હોય અને એથી હવા નીકળી જતી હોય એવી હતી પત્ની પોતાની પાછળ જીવ ટકાવી શકશે, અને નવ મહિના ગર્ભ ધારણ કર્યાનો બદલો દીકરા પાસેથી મેળવી શકશે; જ્યારે પોતે જીંદગીભર મજૂરી કરી જાત ઘસી નાખી અને પરિણામે મોત મહારાજને વહેલુ આમત્રણ આપ્યું જીવનની સધ્યાએ આવેલો આ અજામ લાધાને વસમો અન્યાયી અને નિરાશાજનક લાગ્યો. દુ:ખપૂર્ણ સ્વરે, પોતાની જાતનેજ આવા અંત માટે જવાબદાર ગણી ઠપકો આપતો હોય એમલાધો બોલ્યો, 'જુવાની આખી મેં ગતે દીવા બાળી કામ કરવામાં ગાળી નાખી મનમા હતુ કે કઇ નહિ હસલા, આખો જશે તો દીકરાની આખે દેખશુ. હોય, આશા કોઇની ફળી છે કે મારી ફળે, દાદા ?'

લાધાના હાથમાં સોય આપતા મોચણ બોલી, 'દીકરાની આખો ઓાડે ગઇ છે. જુવે છે જ બૈરીની આખે એ જ મૂવો આધળો છે, ત્યા તમારૂ મારૂ દળદર ક્યા ફીટવાનુ હતુ ?'

લાધો કચવાયો, "પેટના દીકરાને આંધળો ન કહીએ જરા...'

'ન કેમ કહીએ ?' મોચણ તાડૂકી, 'પેટનાને કે'વાય, કાઇ બીજાંને કે'વાય છે ? મારે કીધે કઇ ઓછો આંધળો થઇ ગીયો? મૂવાની આંખો છે જોઇ હોય તો મોટી કોડા જેવી'

લાધો બોલ્યો, 'છે તો ઘણી ય સારી, પણ આ સિનેમાનુ ભૂત વળગ્યુ છે ને અઠવાડિયામા બે ત્રણ વાર જાવા માડયુ છે'

મોચણે ગર્જના કરી, 'ઓલીનો ચડાવ્યો જાય છે પાછળથી ઘોચપરોણા ઓછો નથી કરતી. વાલામૂઇ, એને કયા જોવાનો ઓછો ચડસ છે ?'

'હોય, જુવાન છે બચાડા' લાધો બોલ્યો 'એ ઉમરે માણ્યું એટલુ માણ્યુ એ ક્યા તુ નથી જાણતી, અમથાની બા ?'

લમણે બે હાથ પછાડી અમથાની બા બોલી અમથાની બાના તો ક્યારનાં ય ફૂટી ગીયા છે મારે ક્યે ભવ સુખના દા'ડા હતા, કે માણવાનુ હતુ ? પીયરમાં પામબાઇ ને સાસરે શામબાઇ. ક્યાંય ટાટીયો વાળીને બેસવા દેતુ નો'તુ.'

'હશે, હરિઇચ્છા. હવે તો શાતિ છે !' લાધો હળવે રાગે પત્નીને આશ્વાસન આપતો બોલ્યો.

બે પગ પર ઉભડક થઈ, ગોઠણ પર હાથ રાખી મોચણ બોલી, 'હા, છે શાન્તિ ! ઘરમા જ્યારથી તમારા દીકરાની વહુએ પગ મૂક્યો છે. તે દિ'થી ઘરમા એકેએક ચીજોને પાખો આવી છે જોતા નથી, બધુ તળીયાઝાટક થઇ ગીયુ ?'

પતિપત્ની વચ્ચેનો વાર્તાલાપ લંબાયે જતો હતો અને દાદાનું કામ લગભગ અટકી ગયુ હતું. ન્હાના એવા કામમા, સમયનો આવો દુરૂપયોગ અન્યને અળખામણો થઇ પડત, પરતુ સુખરામ દાદા બીજાના સંસારની આંટીઘૂંટીમા આમ અનાયાસે દષ્ટિપાત કરવાનો અવસર મળતા પ્રસન્ન થયાં. એમણે ખભેથી ખેસીયુ લઇ કેડ અને પગ ફરતું વીંટી સુખેથી બેમવાની તૈયારી કરી.

લાધો મનમા ખિન્ન થઇ બોલ્યો; 'વહુવારૂને વગોવીએ નહિ, અમથાની બા. જેવી હોય એવી તો ય આપણા ઘરની લક્ષ્મી. એને પગલે આપણે પનોતા '

લાધાએ જબ્બર ભૂલ કરી હતી અગ્નિમા ઘી હોમવામા જરા પણ ડહાપણ નથી એ સાદું સૂત્ર એ વીસરી ગયો હતો પરિણામે જ્વાળા ભભૂકી ઊઠી.

એક તીક્ષ્ણ દષ્ટિપાત કરી, મ્હોં મચકાડી મોચણ બોલી ઊઠી, 'દીકરાની વહુના આમ ફાટે મોએ વખાણ કરતા શરમાવ જરા. હવે તો ઉમર થઇ'

લાધો ઢીલો થઇ ગયો, 'પણ...તે...હું...'

એને બોલતો અટકાવી મોચણ બોલી 'તમારી ટેવ હું જાણું તો' આ એક જ વાક્યમાં પત્નીએ પતિના સ્વભાવ વિશે પૂર્ણ જ્ઞાન હોવાની ખાત્રી આપી દીધી; અને એ જ્ઞાન અપૂર્ણ છે એમ કહેવાની પતિ પોતે જ હિંમત નથી કરી શકતો, ત્યા ત્રિજા માણસે કરવામા સાર નહિ. લાધો મોચી પોતે ખરેખર અમર્યાદિત રસિકત્વની ટેવનો ભોગ થઇ પડયો હોય તેમ શરમિંદો બની, જોડામાં જોર કરી આર ઘોચવા લાગ્યો, જાણે બહુબોલકણી બૈરીનો ઉપલો અને નીચલો હોઠ સીવી લેતો ન હોય!

સુખરામ દાદાએ આખ ઝીણી કરી કહ્યું, 'હેં એલી, વહૂ નથી ઠીક?'

'ડોબું' છે -ડોબું', દાદા દીકરાને ઝાડ વળગાડયુ છે. નથી બે માણામા બેસતા આવડતુ, નથી રાધતા શીખી, ન મળે લાજ કે શરમ! ચોવીસે કલાક મોએ તાળરો; ને કેડમાથી ભાગેલી! કહીએ તો મારી માની કાણ માડવા બેસે.'

આ ગુણદર્શન લાબુ ચાલશે એ જોઇ દાદાએ દીર્ઘ નિ:શ્વાસ નાખી કહ્યુ, 'અરે રામ! આ તો દુ:ખની વાત.'

'દુખની તે કેવા?' કહી લાધાની વહુએ ડાબે હાથે ઘુનટો તાણી, જમણો હાથ અંદર લઇ, નાક અને આંખના અંસુ લૂછયાં, આસુ હશે એ અભિનય પરથી કહી શકીએ કેમકે લાજના ઘુમટા તળે ડોકીયું કરી ખાત્રી કરવા જેટલા અસભ્ય થવાય તેમ નથી.

જોડા કડક હતા; એટલે લાધો બોલ્યો, 'દાદા, જોડો ભારે કડક થઇ ગયો છે.'

'દાદાને મોડું થઇ ગયુ હતુ એટલે એમણે કહ્યું, 'તે તુ એટલુ કામ કરને ભલે રહ્યો આજની રાત અહીં. તેલનુ પોતુ જરા ફેરવી નાંખજે. કાલે સવારે લઇ જઇશ.'

'ભલે દાદા'

'લે આ પૈસો' એસીયાને છેડે બાધેલી ગાઠ છોડતાં દાદા બોલ્યા જો કે આ એક રૂઢી હતી. દાદા પૈસો આપવા પ્રયત્ન કરે, મોચી ના પાડે, અને બન્ને ગૃહસ્થો આમ પોતપોતાના દીલની ઉદારતા બતાવ્યાનો આનંદ મેળવી આત્મસતોષ અનુભવે.

'ના દાદા, તમારો પૈસો ન હોય'

'લેને હવે, મારા ભાઇ.'

'ના દાદા, બ્રાહ્મણને દેવું બાજુએ રીયું, લેવાની કયા વાત કરો છો?'

'ઠીક ત્યારે, લે આવજે.' પગથીયા ઉતરતા બ્રહ્મદેવ બોલ્યા.

'એ આવજો, દાદા.'

થોડીવારે શેરીના અંધકારમા દાદા અદસ્ય થયા અને મોચીએ તેલનુ પોતુ ફેરવી જોડા કુણા કરવાને બદલે, પાણીના કીબડામા ઝબકોળી બાજુએ મૂકયા બગાસું ખાઇ, 'હે રામ' કહેતા હાથ ઉંચા કરી આળસ ખાતાં શરીર મરડયુ

એવામાં એક અપૂર્વ આશ્ચર્ય થયુ: મોચણે કંઠમાં બને એટલી નમ્રતા અને નયનોમા અતિશય આજીજી પ્રગટ કરતા કહ્યું, 'સાભળ્યુ કે? જરા વાત કરવી છે.'

મોચી દીવાને અજવાળે ઓપતુ પત્નીનું વદન ઘડીભર નિહાળી રહ્યો હૃદયમા થયુ કે આમ હળવે અવાજે હમેશા હાકલ દેતી હોય તો હંસલો બિચારો સુખે ટહુકા કરે ને ? પત્નીને પ્રત્યુતર આપવાને બદલે એનાથી ઝીણે ગળે ગવાઇ ગયુ.

મોચણે છણકો કર્યો, ' કીધુ સાભળો, ત્યાં રાગોટા પાડવા બેઠા '

લાધો ચૂપ થઇ ગયો, બોલ્યો, હેં શું કીધુ ?'

' પેલો મૂવો કાલેખા બે ટિકટ દઇ ગીયો છે, અમથાને. '

મોચી જરા લહેરમાં આવી બોલ્યો. ' ઠીક વાત છે, ચાલ ચાલવા માડીએ. '

મોચણ ભમ્મર સકોચી, ન સમજાયાથી બોલીઃ ' કયા જવાની વાત છે એ સમજ્યા ? કે પછી મારી જાણે બલા ? '

લાધાએ આખો મીંચી, હસીને કહ્યુ, ' અમારાપુરી જવાની વાત ને ? એ વિના આપણે બીજી ટિકટ હોય હવે ? '

' કરમે યે ભલા મળ્યા છો ' એમ સૂચવતો કપાળે હાથ પછાડી ક્રોધમાં બોલી ' તમારે બધી વાતમા મને આગળ કરવી છે. પણ હું યે ખરી તો તમને...'

પણ એ આગળ બોલી ન શકી. લાધે હસતાં હસતાં વાકય પૂરૂ કર્યું, ' આગળ કહું ?'

મોચણની નિર્જળા રહેલી આખ સજળ બની ગઇ આખમા આગળી ફેરવતાં એ બોલી, ' મને શીદને ખીજવો છો ? મારી મૂઇની જીભ જ કુહાડે વાઢવા જેવી છે આડુંઅવળુ બોલાઇ જાય છે '

' હશે, દિલમા કંઇ ન રાખીએ, જીભ તો વળે એમાં ક્યાં હાડકુ છે ?'

'આ જરા હું એમ કે'તી'તી–'

'હા !'

'કે તમે હા પાડો તો અમથા જોડે હું જાઉં સનેમા જોવા.'

લાધો ગંભીર થઇ ગયો. પત્નીની આ ઇચ્છા પૂરી પાડવા જેવી હતી કે નહિં? અને એ ઇચ્છા પૂરી પાડવામા આવે તો પરિણામે લાભ હતો કે હાની ? એના જુના થયેલા દેહદેવળમા વસી રહેલો હસ સારાસારનો ન્યાય કરવા બેસી ગયો; અને અંતે સંમતિ કે નિષેધની અસારતા સમજી શોકમોદમા ડુબી ગયો.

બીજો માર્ગ જડી આવ્યો. ઇચ્છાના અપ્રતિહત વેગ વચ્ચે એણે શકાનું શિખર ઉભું કર્યું. 'પણ અમથો એની વહુને નથી લઇ જવાનો ?'

'એ ટિકટ લાવ્યો છે જ એને માટે, પણ હું ખરી કે એને ન જવા દઉં. આજ કાળામોનીને ઘરમા પૂરીને જાઉં '

લાધાનું મન કચવાયુ. 'આટલી ઉંમરે આપણે જઇએ એ ન શોભે, અમથાની બા. છોકરાં જેવા આપણાથી થવાય છે ? છો જાતાં.'

મોચણે ઘૂરકાટ કર્યો, 'જાય જ તો ચામડી ઉતરડી લઉં આજ તો અમથા જોડે હું જાઉં, ને એને ઘરમા રાખું.'

છેલ્લા નિશ્ચય સાથે મોચણ ઉભી થઇ અને દીવો લઇ લાધાને અંધકારમા મૂકી અંદર ચાલી ગઈ.

'રામ રામ'ની માળા જપતો મોચી ઘરના અંદરના ભાગમા થતી ચડભડ સાંભળતો બેસી રહ્યો. થોડી વારે અમથો બહાર આવ્યો

'બાપા, તમે કંઇ કો'ને ?' માની હઠ છોડાવવામાં નિષ્ફળ થયેલા પુત્રે પિતાનું શરણ શોધ્યું.

પિતા ફીકકું હસ્યો, 'તારૂ ન માન્યુ એ મારૂ માનશે? લાધાએ હળવેથી કહ્યું.

'પણ આ તે કેવી હઠ, બાપા? કંઇ વચારે કરતી નથી. લોક દેખે તો કેવું ખરાબ કે'વાય?'

લાધાને કંઇક વિચાર આવ્યો જેની જીભ આગળ પોતાને નાચવું પડે છે એને જો જગબત્રીસીએ ચડવું પડે અને બરાબરનો થનગનાટ કરવો પડે તો રંગ રહી જાય. અમથાની વહુ દીવાળીયે અમથાને હાથતાળી દઇ કહી શકે, 'દેખો પુતર ગાગા, નાચે છે ડોશી ને ધ્રૂજે છે ટાગા.'

લાધાએ મિજાજ કર્યો, 'શાનુ ખરાબ કે'વાય? બૈરીને લઇને રોજ જતા શરમાતો નથી, ને માને લઇ જતા શરમ આવે? તમારે જીવ છે ને એને નથી?' આટલુ ઉતાવળે સાદે બોલી, બાકીનુ ધીમેથી બોલ્યો, 'લઇ જાને એકવાર. લપ ટળે લીધી વાત મેલવાની નથી તારી મા'

નિરાશ થઇને અમથો અંદર ચાલ્યો ગયો બહાર લાધા મોચીએ તમરાં રૂપી તંબુરાના તાર સાથે રામનામનુ રટણ ચાલુ રાખ્યુ. આ ભવસાગર તરવા રામનામનું નાવડું ન હોત તો જરૂર જીભલડીએ મોક્ષનો માર્ગ બંધ કર્યો હોત એમ લાધાની માન્યતા હતી

અંદર અમથાની મા વહુને આજ્ઞા આપતી હતી: 'તારા સસરાને જમાડી લેજે, ને પછી બધુ ઢાંકીને મેલજે. જોજે ઉઘાડું ન રહી જાય, તારી મા બિલાડી આવીને ચાટી જશે.'

એવો જ તિરસ્કારપૂર્ણ પ્રત્યુત્તર દીવાળીએ વાળ્યો, 'મા તમારી બિલાડી'

'મારી માને ગાળ બોલી ? જીભ જ ખેંચી કાઢીશ.' મોચણે ગર્જના કરી; પછી અમથાને સંબોધતાં કહ્યું "જોઇ શું રીયો છે મારા રોયા ? મેલને એક જૂતું ડાચામા!'

અમથો અકળાઇને બોલતો સંભળાયો, 'તારે આવવું હોય તો આવ મા. મારે મોડુ થાય છે.'

'એ આ આવી' મોચણ કઇંક લાડમા, કઇંક જવાની ઉત્કંઠામા બોલતી સંભળાણી.

બહાર લાધાએ 'હે ગમ!' કહી મસ્તક ધૂણાવ્યું. મહાદેવજી મસ્તક હલાવી જેમ જટા ખંખેરી નાખે તેમ લાધો 'રામગમ'ના સાગરમાં શોક, મોહ, ક્રોધ ડૂબાડી દેતો.

મોચણ બહાર આવી કપડાનો ઠઠારો કર્યો હતો અને પગમા નવી ફેશનના ચંપલ હતા!

'ઘર સંભાળજો. વહુને કે'જો ખાવા આલશે'

'હા ભલે, સાચવીને જજો' લાધાએ જવાબ આપ્યો; અને અમથાને પાછળ પગ ઢસડતો આવતો રાખી મોચણ આગળ થઈ.

પડોશના કુલી કાકીએ એમના ઘરમાંથી બૂમ મારી, 'એલી દીવાળી વહુ છે કે?'

વહુએ બહાર આવી કહ્યું, 'એ હા કાકી, શુ છે?'

'જરા મેળવણ દેજે. ચપુડીને મોકલુ છું. તારી સાસુ નથી?'

'એ તો ગીયાં'

'કયાં?'

સનેમા જોવા.'

'હેં? શું જોવા અલી? સિનેમા?!' પ્રશ્નોની ઝડી વરસી,

'એમના દીકરા જોડે.'

'ને તું?'

'હું રહી ઘેર. શું કરૂં?'

'અરર! માડી! આ ઉંમરે ય સારા ખોટાનો વિચાર નથી મૂકને, આવવા દે એને.'

ચપુડી મેળવણ લેવા આવી. એને લઇ દીવાળી ઘરમાં ગઇ 'તમે સનેમા જોવા ન ગયા ભાભી?' ચપુડી પૂછતી હતી.

'ક્યાંથી જાઉં, અમારે સાસુજી નાની વહુ થઇને ગયા પછી?' દીવાળીએ જવાબ આપ્યો

બહાર લાધાના કાનમા 'નાની વહુ' ઉચ્ચારે સાનદાશ્ચર્ય સંગીત રેલાવ્યુ. આખ આગળથી પડળ ખસતા સત્ય સ્વરૂપનુ દર્શન થાય, અને જેવા આનંદનો અનુભવ થાય તેવા આનંદનો અનુભવ લાધા મોચીને થયો વહુએ સાસુને માટે વાપરેલા 'નાની વહુ' એ વચનોની યથાર્થતા એને ભારે રમૂજ આપી ગઇ

ચપુડી મેળવણ લઇ ચાલી ગઇ ઘરમા ફરી શાતિ છવાઇ લાધાએ ઉભા થઇ અંદર ઓગડામાં નજર નાખી તો વહુ એક કોથળામા ટુંટીયુ વાળી પડી હતી. લાધાનુ હૃદય પુણ્યપ્રકોપથી સળગી ઉઠયુ આવી જુવાન દીકરાની વહુ બિચારી ઘેર પડી રહે, ને ઘરડી ખખ સાસુ સિનેમા જોવા જાય એ વિચારે એને ઝાળ ઉઠી.

'વહુ બેટા!'

વહુ ઝબકીને બેઠી થઇ ગઇ

'ચાલો, તૈયાર થાવ.'

'ખાવા કાઢું બાપા?'

'ખાવુ નથી દીકરી, તમે ઉઠો, કપડા પે'રો.'

'શીદ જાવું છે ?'

'સ્નેમા જોવા.'

વહુ વિસ્મયમા ડૂબી ગઇ. 'પણ...'

'પણ ને બણ પછી કરજો વહુ; નહિ તો થાશું મોડા. ચાલો જલદી આજ તમારા સાસુનેય બતાવીએ કે એ કઇ એકલાં રાજ-પાટ લખાવીને નથી આવ્યા.'

દીવાળીવહુએ હરખમા ને હરખમા કપડા પહેર્યાં. જુવાન હૈયુ સિનેમાની મનોહર સૃષ્ટિની ડાળે બેસી હીચકવા ઉત્સુક બન્યુ. સાથે સાથે સાસુના કપાળમાં ઈર્ષા અને ક્રોધનો ઉન્હો તાવ ચાંપવા મળશે એ વિચારે છાતી ફુલી. ઘરને તાળુ મારી દીવાળી સસરાની પાછળ સિનેમા જોવા ઉપડી

લાધાને માટે આ અનુભવ પ્રથમ જ હતો એણે કેટલીયે વાર પાછા ફરી પુત્રવધુની સલામતીની ખાત્રી કરી. એને સંભાળીને આવવાનુ કહેતા ઓસ રક્ષણમા આવતો પુરૂષોચિત આનદ અનુભવ્યો

એક વાર તો સ્હામેથી ખીખીઆટા કરતા બેચાર જુવાનને આવતા જોઈ લાધાએ પુત્રવધુની પડખે ચાલવા માડ્યું લાધાના દેહના પિજરમા પૂરાઇ નિષ્પ્રાણ થયેલા હસની પાખો મંજુલ ફફડાટ કરવા લાગી ચેતનતત્વનો જાણે શરીરમા સંચાર થવા લાગ્યો.

પતરા ઉભા કરી બાધેલું સિનેમાઘર આવી પહોચ્યુ. ફિલ્મ શરૂ થઇ ગઈ હતી. લાધો બે ટિકિટો કઢાવી, દીવાળીને લઇ અદર પેઠો અને જગા શોધી બન્ને બેઠા. દીવાળી તો થોડીજ વારમાં સ્હામે બાધેલા પડદા પર આવત હસતાં, રોતા, મરતા, મારતાં મનુષ્યોની અનેરી સૃષ્ટિમાં પોતાનુ અસ્તિત્વ ભૂલી, લીન થઇ ગઈ. લાધાએ

ઝીણી નજરે પોતાનાથી ઉતરતા વર્ગમાં બેસી સિનેમા જોતાં પત્ની અને પુત્રને શોધી લીધા.

થોડીવાર પછી 'ઈન્ટરવલ' પડયો, ને અજવાળું થયુ. લાધાએ વહુના ગભરૂ વદન સામે જોયું, અને એ પર છવાયલો આનંદ જોઇ એને હર્ષ થયો. પુત્રવધુને આટલા ભાવથી એણે પહેલાં કોઇ વાર જોઇ ન હતી. એને આનંદથી ખુશખુશાલ જોવામા પોતાને આટલી આત્મતૃપ્તિ થાય છે એ બહુ વિસ્મયપૂર્વક અનુભવવા લાગ્યો. વહુએ પણ લજ્જા અને આભારથી નીચા ઢળતાં નેત્રો વડે વડીલ પ્રત્યે ઉપકાર વ્યક્ત કર્યો

લાધાએ પત્નીને ચ્હા પીતી જોઇ, પુત્રવધુને પૂછયુ: 'ચ્હા પીવી છે?' વહુએ શરમાઇને ના પાડવા માથું ધુણાવ્યું.

'હવે પીવોને ભેગાભેગી. થાય તે ખરી.' કહી લાધાએ ચ્હા મંગાવી. ચ્હાવાળાએ બે માટીનાં શકોરાંમાં ચ્હા લાવી આપી. સસરો વહુ ઉની ચ્હા સીત્કાર કરતાં પીવા લાગ્યા

ત્યાં અમથાની નજર પડી. એ તો આભો બની થંભી જ ગયો! તરત એની માએ પાછળ દૃષ્ટિ દોડાવી, અને આ બન્નેને જોતા જ બેઠી હતી ત્યાં ઉભી થઇ ગઇ! ત્યાંથી જ બૂમ મારી, 'તમે છો કે?' દીવાળી ઉભી થવા જતી હતી, પણ લાધાએ એને હાથ પકડી બેસાડી દીધી, કશો જ જવાબ ન આપ્યો. જાણે ઓળખાણજ નથી!

મોચણ જવાબ ન મળતાં ક્રોધથી નીચે બેસી ગઇ અમથો બહાર ગયો અને થોડીવારે બાપની પાસે આવ્યો. આનંદથી એનું હૃદય કૂદતું હતુ.

'બાપા, કયારે આવ્યા?' એણે શ્વાસભેર પૂછયું.

'અમે આવ્યા ને સનેમા શરૂ થયો.'

‘ ખાવું નથી દીકરી, તમે ઉઠો, કપડા પે'રો. ’

‘ શીદ જાવું છે ? ’

‘ સ્નેમા જોવા. ’

વહુ વિસ્મયમા ડૂબી ગઇ. ‘ પણ...’

‘ પણ ને બણ પછી કરજો વહુ; નહિ તો થાશું મોડા. ચાલો જલદી આજ તમારા સાસુનેય બતાવીએ કે એ કઇ એકલાં રાજ-પાટ લખાવીને નથી આવ્યા. ’

દીવાળીવહુએ હરખમા ને હરખમા કપડા પહેર્યાં. જુવાન હૈયુ સિનેમાની મનોહર સૃષ્ટિની ડાળે બેસી હીંચકવા ઉત્સુક બન્યુ. સાથે સાથે સાસુના કપાળમા ઈર્ષા અને ક્રોધનો ઉન્હો તાવ ચાંપવા મળશે એ વિચારે છાતી ફુલી. ઘરને તાળું મારી દીવાળી સસરાની પાછળ સિનેમા જોવા ઉપડી

લાધાને માટે આ અનુભવ પ્રથમ જ હતો એણે કેટલીયે વાર પાછળ ફરી પુત્રવધુની સલામતીની ખાત્રી કરી. એને સંભાળીને આવવાનુ કહેતા સ્ત્રીસરક્ષણમા આવતો પુરૂષોચિત આનદ અનુભવ્યો

એક વાર તો સ્હામેથી ખીખીઆટા કરતા બેચાર જુવાનને આવતા જોઈ લાધાએ પુત્રવધુની પડખે ચાલવા માડયુ લાધાના દેહના પિંજરમા પૂરાઇ નિષ્પ્રાણ થયેલા હંસની પાંખો મંજુલ ફફડાટ કરવા લાગી ચેતનતત્વનો જાણે શરીરમાં સંચાર થવા લાગ્યો.

પતરા ઉભા કરી બાંધેલુ સિનેમાઘર આવી પહોચ્યું. ફિલ્મ શરૂ થઇ ગઈ હતી. લાધો બે ટિકિટો કઢાવી, દીવાળીને લઇ અદર પેઠો અને જગા શોધી બન્ને બેઠા. દીવાળી તો થોડીજ વારમાં સ્હામે બાંધેલા પડદા પર આવતા હસતા, રોતા, મરતા, મારતાં મનુષ્યોની અનેરી સૃષ્ટિમા પોતાનુ અસ્તિત્વ ભૂલી, લીન થઇ ગઈ લાધાએ

ઝીણી નજરે પોતાનાથી ઉતરતા વર્ગમાં બેસી સિનેમા જોતા પત્ની અને પુત્રને શોધી લીધા.

થોડીવાર પછી 'ઈન્ટરવલ' પડયો, ને અજવાળું થયું. લાધાએ વહુના ગભરૂ વદન સામે જોયું, અને એ પર છવાયલો આનંદ જોઇ એને હર્ષ થયો. પુત્રવધુને આટલા ભાવથી એણે પહેલાં કોઇ વાર જોઇ ન હતી. એને આનંદથી ખુશખુશાલ જોવામાં પોતાને આટલી આત્મતૃપ્તિ થાય છે એ બહુ વિસ્મયપૂર્વક અનુભવવા લાગ્યો. વહુએ પણ લજ્જા અને આભારથી નીચા ઢળતાં નેત્રો વડે વડીલ પ્રત્યે ઉપકાર વ્યક્ત કર્યો

લાધાએ પત્નીને ચ્હા પીતી જોઇ, પુત્રવધુને પૂછયુ· 'ચ્હા પીવી છે?' વહુએ શરમાઇને ના પાડવા માથું ધુણાવ્યુ

'હવે પીવોને ભેગાભેગી. થાય તે ખરી.' કહી લાધાએ ચ્હા મગાવી ચ્હાવાળાએ બે માટીનાં શકોરામા ચ્હા લાવી આપી. સસરો વહુ ઉની ચ્હા સીત્કાર કરતા પીવા લાગ્યા.

ત્યા અમથાની નજર પડી. એ તો આભો બની થંભી જ ગયો! તરત એની માએ પાછળ દૃષ્ટિ દોડાવી, અને આ બન્નેને જોતા જ બેઠી હતી ત્યાં ઉભી થઇ ગઇ! ત્યાંથી જ બૂમ મારી, 'તમે કો કે?' દીવાળી ઉભી થવા જતી હતી, પણ લાધાએ એને હાથ પકડી બેસાડી દીધી, કશો જ જવાબ ન આપ્યો. જાણે ઓળખાણજ નથી!

મોચણ જવાબ ન મળતા ક્રોધથી નીચે બેસી ગઇ અમથો બહાર ગયો અને થોડીવારે બાપની પાસે આવ્યો આનંદથી એનું હૃદય કૂદતું હતું

'બાપા, કયારે આવ્યા?' એણે શ્વાસભેર પૂછયુ

'અમે આવ્યા ને સનેમા શરૂ થયો.'

'પણ આને શિદ લાવ્યા તમારી સાથે ? મા ખીજાઇ ગઇ છે '

'છો ખીજાતી, બે રોટલા વધારે ખાશે. એને આ ઉંમરે વિચાર ન આવ્યો, કે નાની બાળ વહુને મેલીને સનેમા જોવા ન જવાય ? અને લાધો દીવાળી સાભળે તેમ ધીમેથી બોલ્યો, 'નાની વહુ'

દીવાળી મંદ મંદ હસી રહી. અમથો પિતાને પ્રશસાત્મક આંખે જોઇ રહ્યો. આવા રૂપમાં આજે એણે પહેલી જ વાર પિતાને જોયા હતા

'હું અહીં બેસુ, બાપા ?' અમથાને ત્યાથી ખસવું ગમતું ન હતુ

'ના બેટા, જા તારી મા પાસે. સાચવીને ઘર ભેગી કરજે.'

'જતી વખતે તમે બા'ર ઉભા નહી રહો ? સાથે જશું '

'ઊંહુ, મારે ગામ નથી ગજવવું. અમે ગાડી કરીને આવ્યા'તા, ને ગાડીમાં ઘેર જતા રહીશુ '

'ગાડીમા ?' અમથો આંખો ચમકાવતો બોલ્યો.

'ચાલીને કોણ આવે ? સાથે વહુ, બચારી નાની બાળ !'

'નાની બાળ' વહુએ ફરીથી શરમાઇને નીચું જોયું. ત્યા ઘટડી વાગી ને અમથાને ચાલ્યા જવું પડયું.

વહુ ખીલખીલાટ હસી પડી લાધો મનમાં મલકાઇ ઊઠયો. રૂપેરી પડદા પર ખખડતી લાકડાંની તલ્વારોથી મચેલી રમઝટ વહુ આંખો ફાડી જોવા લાગી ગઇ.

સિનેમા પૂરો થયો કે તરત લાધો દીવાળીને ઉતાવળે હાથ પકડી, બહાર લઇ ગયો સામે જ એણે ગાડી કરી. બન્ને

મોચીવાડને નાકે ઉતરી ગયાં અને ઝટઝટ ઘેર પહોચી ગયા. દીવાળીએ તાળાંમાં કુંચી ફેરવી, ત્યાં પાડોશમાંથી ફુલીકાકીએ વળી ટહુકો કર્યો

'દીવાળી વહુ, ક્યાં ગઈ'થી ?'

લાધાએ જવાબ આપ્યો, 'કોણ, ફુલી બેન કે? જાગો છો હજી ?'

'હા, ક્યાં જઈ આવ્યા, લાધાભાઈ ?'

'સનેમા જોવા. વહુને લઈને જવું પડ્યુ. એની સામુ ગયા ને એને મૂકી ગયા! બચારી નાની બાળ' રોતી'તી તે થયુ, લાવ જીવ, મેલી આવું. હું તો ફિલમ ચાલી ત્યાં લગી બા'ર ઝોકા ખાતે. બેસી રીયો. આપણને શું એમા મઝા પડે, બેન ?'

સાસરાનું આ જુઠાણું પુત્રવધુને અમૃતના ઘુંટડા ગળાવતુ હતુ. ફુલીકાકી બોલ્યા, 'ઠીક કર્યું ભાઈ! એને બાપડીને આ પહેલું પરણેતર, તે હરખ ન હોય? છો લઈ ગીયા.'

આ વાતચીત દરમીયાન જ ઉતાવળે પગે અમથો અને એની બા આવી પહોચ્યાં. મોચણનો શ્વાસ મા'તો ન હતો, અને જીભલડીના કુરૂક્ષેત્રમાંથી વચનરૂપી વીર જોદ્ધાઓ શબ્દબાણની વર્ષા કરવા તત્પર હતા, પરંતુ ભલુ થજો ફુલીકાકીનું કે એમનાં સાંભળતાં કુવચન કાઢવાની હિંમત ગુમાવી, મોચણ નીચું મો ઘાલી, ઓરડામાં પેસી ગઈ ફુલી કાકી આગળ અને એમના આગળ એટલે આખા ગામ આગળ પોતાના ગુન્હાની જાહેરાત કરવા બદલ લાધા પર ખૂબ રોષ ચઢયો.

કાલે સવારે આખો મહોલ્લો ચૂંટી ખાશે એ લોકનિંદાના પરમ શસ્ત્રની યાદ આવતાં મોચણ હતોત્સાહ બની, પાથરેલા કોથલા પર સૂઈ ગઈ.

'હા દાદા, હા અમથે માર્યું છે જુવાનીયાને હાથે જાય તો કૈંજો. અમથો યે મારો કારીગર છે હો, દાદા' લધાએ પુત્રે મારેલા થીગડાના વખાણ કરતા કહ્યું પછી ઘડીભર અટકી, ઊંડા વિચારની ઊંઘમાંથી જાગીને કહેતો હોય એમ બોલ્યો, 'મારે આ આટલુ જ કેવું છે દાદા, કે ભાઇ, અમને આમ જુના જોડાની જેમ ખૂણે તો નાખી મેલો. જરા થીગડા મારો, પાણીમાં ઝબકોળી કુંણા બનાવો, ને કામમાં લ્યો તો અમે યે કંઇક કામમા આવશુ થીગડુ મારવામા કારીગરી હશે તો તમારૂ કામ થશે, ને અમારો મનખાદેહ સુધરશે'

આ અનુભવવાણી અડધીપડધી સમજી, સુખરામદાદાએ સંમતિપૂર્વક માથું ધુણાવ્યુ. અમથાએ ચામડાના ટુકડાઓમાથી થીગડા મારવામા કામ આવે એવા ટુકડાઓ વીણવા માડયા અને તત્વજ્ઞાની લાધો મોચી એની પોતાની જ બ્રહ્મવાણીએ પ્રકટાવેલા જ્ઞાનસાગરની ગભીરતામા લીન થઇ, અન્તે પીંડને પરસાળમા જ રાખી, આત્માને વિલીન કરી દઇ શકયો. એ નિજાનંદમાં મગ્ન ત્રિમૂર્તિનાં પ્રજ્ઞાચક્ષુ પોતાના ઉપર પડી, વિશ્વની યોજનામાં પોતાના અસ્તિત્વનું સ્થાન છે એવુ સ્વીકારી રહ્યા છે, તે ભાનથી સુખરામ દાદાના જુના જોડા પરસાળ પરના છાપરાના બાકોરામાથી પડતા સૂર્યબિંબને સગર્વ ઝીલી, પ્રસન્ન સ્મિતછટા કરી રહ્યા રતા ?

---

# આભાસની ગલીમાં.

લેખક—અફુલેશ

' કલ કિરાયા દેના હોગા !...વરના–સ્હમજે ! વરના મકાનસે નિકાલ દીયા જાયગા. '

' જુઓ ભાઇ ! બીજી બધી વાત ઠીક છે પણ આજે પાચ મહિના થયાં દવાનું બીલ તમે ચૂકવ્યું નથી ! દીલગીર છુ કે હવે નભાવી શકું તેમ નથી ! કાલે પૈસા જોઇએ. '

' અમારો બીલ આપી દેજો !.. કાલે દાણો મોકલવો બંધ થાસે ! થીનો બીલ કયાં ચૂકાવ્યો છે ? હવે ઢીલ નહિ ચાલે '

રતિલાલ મુંઝાયો ! ગળા પર કૈક દબાણ આવ્યું હોય એમ એણે ખખરી ખાધી...અને પછી ઉંચે જોયું તો કોઇક એની સ્હામે કાંઇક હસી રહ્યુ હતું ! એ હાસ્ય શું એની આ જાતની મૂંઝવણને લીધે હતું ?

ઉપરના ઉપરાઉપરી સવાલોના હથોડા એના દિમાગને કોઇ જુદી જ દુનિયામાં લઇ જતા હતા ! એનુ મનોબળ આ સાભળવાની ના પાડી શકયુ નહિ ! એણે માથું ધૂણાવ્યુ : કોઇ પણ રીતે આમાંથી માર્ગ કાઢવો પડશે !...પણ કેવી રીતે ? મારે પૈસા કયાંથી લાવવા ? પદ્માની બંગડીઓ તો કયારનીય વેચી નાખી.'

બંગડીઓએજ સુવાવડની કિંમત ચૂકવી દીધી હતી ! અને હવે શુ બાકી હતુ ? પદ્માને તો એણે ઘણીયે વાર આઘાતે પહોંચાડી દીધો હતો ! ...પણ તે વિના તે શું કરી શકવાનો હતો ? પદ્માનું હૈયુ, પદ્માનું હૃદય, પદ્માની ઉર્મિઓ–કોમળ અને જાગી ઉઠે એવા છે, એ કલ્પના એણે ઘણો સમય સેવી હતી. કદાચ સેવવાની ભ્રમણા સાથે દોરતી બાધી ચૂકયો હતો ! ...પણ હવે એ ભ્રમણાને અને એ કલ્પનાના સુખને ભોગવવા માટે આપવા પડતા દામની એની પાસે તેવડ કે જોગવાઈ નહોતા ! ...અને એથીજ રતિલાલે યોગ્ય ધાર્યું કે પદ્માના દાગીનાથી આ આર્થિક આફત દૂર રાખી શકાશે. પણ એ બધુ કયા સુધી ચાલે ? પહેલી કોકિલા જન્મી...પણ એ આખોય દિવસ રડ્યા કરતી ! ચાર વર્ષની થઈ ત્યા સુધી તેણે માંદલીજ રહેવાનુ પસદ કર્યું હતુ. વચ્ચે પદ્માની કસુવાવડ થઈ ગઈ! રતિલાલે એના એક ક્રાંતિકારી દોસ્તની વાતોને જીવનમાં ઉતારવા માટે 'સંતતિ નિયમન' ના પ્રયોગ સાથે પ્રેમ કરવા માંડ્યો...પણ એમા એને એવું લાગ્યું કે પદ્માની તંદુરસ્તીને ચિન્તા બક્ષાતી હતી ! ...અને એકાદ વર્ષ પછી એને સાફ દેખાયું કે પદ્માનું જીવનપદ્મ પહેલાં જેટલું પ્રસન્ન નહોતું–બલ્કે કંગાલીયતની કાળી છાયા એને આવરતી હતી. કોઈક માનસિક વેદનાની વૈતરણીનાં વહેતાં પાણીનાં ચક્કરમાં પોતે ફસાએલો હોય એમ એને લાગ્યું. અને પછી વખતના કાંટો ઘણાય ચક્કરો, આંટાઓ ફરી ચૂકયો અને તેમ છતાંય રતિલાલના જીવનમાં રસ અને રતિની રચના રતિભર પણ દેખાયાં નહિ.

મુબઈના પરાની એક ન્હાનકડી ઓરડીમા રહી કારકુનપદમાં જ પડી રહેવાથી જીવનનો કંઈ ઉદ્ધાર નથી થવાનો, એવા ખ્યાલે રતિલાલને કોઈ દિવસ પણ દોર્યો નહોતો. હા, શેઠ કોઈ વાર પગાર તો જરૂર વધારશે, એવી એણે ઘણી વાર સેવેલી ઉડી ઉડી ઇચ્છાને

મૂર્ત સ્વરૂપે જોવાની મહેનત કરી હતી !...પણ શેઠનો વ્યાપાર, શેઠનો મુનીમ, શેઠના બીજા નોકરો વિગેરેએ રતિલાલના પગારમાં વધારો થવો જોઇએ કે નહિ, એ વિષે વિચારવાની કદીયે તકલીફ લીધી નહોતી.

અને પછી એક દિવસ જન્મ્યો અશોક ! જન્મવાની સાથેજ આ અશોક મહારાજા અશોકના નામની બદનક્ષી કરવા તત્પર થયો હતો ! તેનું શરીર, તેનાં હાડકા અને તેનુ બંધારણજ રતિલાલની વિચારસૃષ્ટિનુ રૂપ હતું અને એથીજ પિતા પર વેર લેવા અવતરેલા પુત્ર પેઠે એણે જીવનની શરૂઆત બાળકોને દરરોજના લાગુ પડતા વિચિત્ર રોગોની પરંપરાથી કરી બતાવી હતી.

આવા સંજોગોમા મોડી રાતે રતિલાલ ઘેર આવતો અને આવતાની સાથેજ એને કોઇક બાળકનુ–કા તો અશોકનું કે કાં તો કોકિલાનુ–કાવ્યમય કરૂણ રૂદન સુણાતું અને એ રૂદનની વચ્ચે વચ્ચે, જાણે કોઈ કલાકારને પ્રેરણા આપવા માટે કોઇ 'સ્પર્શ'ની જરૂર હોય તેમ પદ્મા ખાસી ખાધા કરતી. સાધારણ ખોરાક પણ હવે પદ્માને પચતો નહોતો. એટલે ખાંસી ખાઇ તેણે ક્ષયને પોતાના હૃદયમાં મહેમાન તરિકે બેસાડી દેવાના શ્રીગણેશ ક્યારનાય માડી દીધા હતા !

રતિલાલ મોડી રાતે ઘેર આવી બીલ ચૂકવવાની અશક્તિને લીધે ગયે મહિને જ બધ થએલા વીજળીના દીવા તરફ નજર કરી નિઃશ્વાસ નાખતો અને પછી ઘાસલેટનું 'લાલટેન' સળગવી રાતે રાંધ્યું હોય વો તે અને નહિ તો સવારનુ ઢાકી રાખેલું થોડુંક 'ભોજન' આરોગી લેતો !...અને દરમ્યાન એ ઓરડાની ગંદી હોવી જોઇએ માટે જ ગંદી નહિ, પણ ગંદીથીય વધુ ગંદી, ગંજો-ગ્રોએ વેર લેવાનુ કાવતરૂં રચ્યુ હોય એટલી ગંદી ચોકડીમા પડેલા

એંઠવાડના પાણી ને કચરા પર મચ્છરોનું બળવાન સૈન્ય છાવણી નાખતુ! ..એકાદ બે ઉંદરનુ ને તેના વિશાળ કુટુંબનું પણ આ વિશાળ ચોકડી, ખાળ-મોરી ઠીક પોષણ કરતાઃ પણ અવારનવાર નહિ પણ ઘણી વાર રતિલાલનો આભાર માનવા માટે આ ઉંદરો ને તેના બીબી-બચ્ચા એની રહામે આવીને પોતાની 'ભલી લાગણીઓ' ફેંકી જતા!

રતિલાલને એ બધુ રોજીંદુ થઇ ગયું હતુ! પણ આખરે એ બધું અસહ્ય હોવું જોઇએ, એમ રતિલાલના દિલે પુકાર્યું—અને એટલા માટેજ આમાથી માર્ગ શોધવા એણે વિચાર કરવા માંડ્યો ...પણ વિચાર? જેમ જેમ તે વધુ વિચાર કરવા લાગ્યો તેમ તેમ એને વધુ મૂઝવણ દેખાવા લાગી. વિચારોએ એને ઘેરી લીધો! .. એની હાર થવા લાગી! વિચારોમાં ફસાઈ જવાથી રતિલાલે ધાર્યું કે વિચાર કરવા છોડી દેવા! ...પણ વિચાર એને છોડતાજ નહોતા! .. ત્યારે હવે શુ કરવું?

અને એ નોકરીએથી છૂટીને બહાર પડ્યો! આજે ઓગણ-ત્રીશમી તારીખ હતી! આવતી કાલે ત્રીશમી એટલે મહિનાની છેલ્લી તારીખ હશે!...શેઠને પગારમા કંઇક વધારો કરી આપવાની વિનંતી કરવા જવું એવો મનસુબો એણે પોતાનો કરી લીધો!

પણ આવતી કાલે શેઠ પાસે રૂબરૂ જવું કે ચીઠ્ઠી મોકલવી કે પછી પોતાની અત્યારની હાલતનું બ્યાન કરતો લાંબો પત્ર પાઠવવો, એની ગડમથલમાથી એ બહાર આવે તે પહેલા તો પાંચ વાગવા આવ્યા હતા!...અને બરાબર સવાપાંચ વાગે મુનીમે એને બોલાવીને કૈંક કહ્યું

'જુઓ, મી. રતિલાલ! આજકાલ ટાઇમ બહુ ખરાબ છે. વેપાર ધંધામાં કાંઇ ખાસ કસ રહ્યો નથી, એટલે...ઘોડીઆ! પેલો

ટાઇપ કરેલો કાગળ...' વચ્ચે જ પિતળની ફ્રેમવાળા ચશ્માંમાથી આંખો ઉંચી કરીને મુનીમે પેઢીના પટ્ટાવાળાને બોલાવ્યો, અને પછી આગળ ચલાવ્યું, 'પેલો ટાઇપ કરેલો કાગળ મી. રતિલાલના નામનો છે તે ટાઇપીસ્ટ પાસેથી લઇ આવ જોઉં!'

ઘોડુ તે 'કાગળ' લઇ આવ્યો ત્યા સુધી રતિલાલના હૃદયે ધબકયા કર્યું.. મુનીમે તે કાગળ પર સહી કરી તે વખતે રતિલાલના હૃદયના ધબકારા વધુ જોરથી થવા માંડયા!...અને પછી એ કાગળ રતિલાલને આપ્યો અને 'પીઓન બુક'મા કાગળ મળ્યો છે, એવી તેની સહી લીધી ત્યારપછી હૃદયના ધબકારામાં વધારો થયો! અને તે પછી જ્યારે રતિલાલે એ કાગળ વાચ્યો ત્યારે 'નો...ટી . સ! તમને છૂ...ટા ક...રે...વા...મા...આ.. વે...છે' એવા શબ્દોની હારમાળા માંડમાંડ પૂરી થતાની સાથે જ રતિલાલને પોતાને માથે કોઇ પહાડ તૂટી પડયો હોય એમ લાગ્યુ'. કમ્પાઉન્ડમા ગણુગણુતી માખીઓનો શિકાર કરવા માગતા કુતરાની જીભને એણે જુદી જ કલ્પી લીધી'...ગોડાઉન તરફ નજર કરી' એક મોટી બિલાડીએ એક ઉંદર પર તરાપ મારી હતી' અને એક મજદૂરે ચોખાની ગુણીને પોતાની પીઠ પરથી ઉતારીને જગી કાંટામા ધૂ..મમમમ અવાજ સાથે ફેંકી!...એને કૈં સમજાયુ નહિ...મુનીમ પર ફરતો પંખો છટકી જશે અને તે તેની ઉપરજ આવી તૂટશે એમ લાગ્યુ'

રતિલાલે 'નોટીસ'ને ખીસામા મૂકી...હંમેશ કરતાં એ આજે નોકરીએથી વહેલો છૂટતો હતો!...એના ક્રાતિકારી દોસ્તો એની પાસે 'બેકારી'ની વાતો કરતા, એ બધું એને અત્યારે જરા પણ યાદ આવ્યુ નહિ કોણ જાણે શાથી એણે પોતાના સાધાવાળા, જાડા સોલવાળા સ્લીપર પહેરીને ન્હાનકડો, ખૂબ ઘસાઇ ગયેલો દાદરો ઉતરી જવાનું યોગ્ય ધાર્યું! ત્યારે રહામે જ ગટર આગળ

કોઇએ બારીમાંથી વાસીદું વાળીને તેનો કચરો ફેંક્યો !. એમાં સ્ત્રીના માથાના વાળ હતા ! એક મોટું ગુચળુ સફેદ વાળનુ હતુ...અને એક હતુ કાળા વાળનુ ! પણ કાળા વાળ ઘણા ઓછા હતા ! 'બાયડીઓએ માથુ' ઓળ્યુ હશે !' સાથે કાચની સુંદર બરણી ભાગી ગઇ હતી, તેના કાચના ટુકડા પણ હતા અને બાકીના કચરામા કટાઇ ગયેલી ઘડીઆળના યંત્રની જૂની કમાન અને બે ત્રણ ખીલા અને એકાદ સ્ક્રુ પણ કોઇની યે અનુકમ્પાને આકર્ષવાની પરવાહ કર્યા વિના પડયા હતા.

રતિલાલે એના પર ખાસ ધ્યાન આપ્યુ નહિ. એ તો ચાલ્યો ...ધૂળવાળો કચરો એના મો આગળ આવ્યો—અથડાયો ! એણે દરકાર ન કરીઃ પણ એથી એને બે ત્રણ જબરજંસ્ત છીંક આવી એણે છીંક ખાઇ લેવાનુ સાહસ કર્યું !...કરી લીધુ ! એ બીજું શુ કરે ! છીંક 'ખાધા' સિવાય છૂટકો ન હતો !

[ ૩ ]

જીંદગીમા પહેલીજવાર નોટીસના આઘાતને રતિલાલે દૂર રાખવાનો પ્રયાસ કર્યો. આઘાતોથી ટેવાઇ ગયેલા એના હૈયાએ આ નોટીસથી અને હવે આવી પડનારી બેકારીથી ઉભી થનારી કપરી પરિસ્થિતિના વિચારને બહુ ઝાઝી વાર હૃદયને હયગન કરવાની છૂટ ન આપીઃ અને એથી આ આઘાત પણ અપમાનિત થઇ દૂર ખસી ગયો

રતિલાલને જીંદગીમાં આ ક્ષણ કંઇક જુદી જ જણાઇ ! ઘડી પહેલાં જ એણે છીંક ખાધી હતી !...ઘડી પહેલા જ એણે કચરામા વૃદ્ધ અને જુવાન સ્ત્રીના પડેલાં વાળના ગુચળાને ગટરમા પડેલા જોયા હતા ! ..ઘડી પહેલાં એણે ઉંદર અને બિલાડીનું દશ્ય નીહાળ્યુ

હતુ !...એ બધુ એને યાદ તો આવ્યુ અને એની મનોભૂમિ થોડીક પળોમાં બદલાઇ ગઇ.

એ ચાલ્યો ! આગળ અને આગળ ક્યાં ?...એનું તો એને પોતાને ભાન નહોતુ પણ અત્યારે એ વાસ્તવિકતાથી દૂર સરી જવાનુ વધુ પસંદ કરતો હતો; એમ એનો દિમાક એની વર્તણુંક દ્વારા છતો થતો હતો

થોડુંક ચાલ્યો હશે ત્યાં તો પાસેની ગલીને નાકે આવેલી એક ઇગતીની મુસ્લીમ હોટેલના ખૂણામાથી રેડિઓ-ગ્રામોફોન સૂરો કાઢતું હતું:

હારે સૈયા લગી તેરી નઝરીયાં,<br>
તેરી કાતિલ કટારિયા, તેરી રંગીન પીચકારિયાં.<br>
હારે સૈયા<br>
દર્દ દિલ મીટાતે હૈં હમ ગમ ખાકર<br>
શબે વસ્લ કાટતે હૈ હમ શરાબે અશ્ક પીકર,<br>
હારે સૈયા લગી તેરી નઝરીયા,<br>
હારે...

રતિલાલે ગતિલાલને પૂછ્યું 'કેમ કૈ સમજે છે ?' દર્દ દિલ મીટાતે હૈ હમ ગમ ખાકર'.. હવે શુ કરવું ?'

'કૈ ફીકર નહિ !...તુયે ત્હારૂ દર્દ ભૂલાવી દેજે !'

'હા !.. ચાલ ભાઇ રતિલાલ તૈયાર થઇ જા !...ભૂલાવી દે એ બધુ !' અને ત્યા તો લગડો બત્તીવાળો જૂના જમાનાની, પાસેની સાકડી ગલીને નાકે આવેલી ગેસની બત્તીમાં તેજ પૂરી ગયો...હર્ષમા આવેલા સામેના ટાવરની ઘડીઆળે રાતના સાત વાગ્યાના ટકોરા બજાવવા પહેલાનુ થોડુંક પ્રાસ્તાવિક સંગીત છોડયુ ?

પણ વળી પાછી એ નોટીસ ! એની પદ્માની પીડા ! અશોકનો આર્તનાદ કોકીલાની કારમી કીકીયારી.. ! અને તે પછી મકાન-વાળાની ઘર ખાલી કરવાની ધમકી ? દાણાવાળા અને ડાકટરની પણ તેમના પૈસા ચૂકવી દેવાની તાકીદો !...આ બધુ એની નજર સ્હામેથી ઝડપથી પસાર થઇ ગયુ.. પણ પેલી નઝાકતભરી રેકર્ડનું ગીત ત્હેના મગજમાંથી ખસતુ નહોતુ—

'દર્દ દિલ મીટાતે હૈં હમ ગમ ખાકર.'

એ ચાલવા લાગ્યો—વધુ ગતિથી વધુ વેગથી! આજની રાતની રોશનીમાં એણે ગમે તે રીતે ગુલાબી રંગ શોધી કહાડયો! દુનિયા બધી ગુલાબી છે! બસ ! બધેય આરામ !—ચેન !...અયશ છે ! ચાલો, આપણે યે એ ગુલાબી રોશનીમા ગાયબ થઇ જઈએ

પણ આ કયો રસ્તો આવ્યો ? આ કઇ ગલી આવી ? રતિલાલે ઘણીવાર એના દોસ્તોને મુખેથી સાભળ્યુ હતું કે આ રસ્તા પર તો બદમાશી રમતી હોય છે ! .....આ રસ્તા ઉપર ગુન્હો ઘુમતો હોય છે !...આ રસ્તા પર ખુબસુરતીના મ્હોરાની શમાઓ જલતી હોય છે !...આ શમાની આસપાસ કેટલાય પરવા-નાઓ થોડીક પળો માટે જલીને પાછા 'હોશ'મા (શુદ્ધિમા) આવતા થોડાક પૈસાથી પરવાના મેળવી લે છે ! અને આ રસ્તા પરજ પાનની પીચકારીઓ, પગના ઠેકા, તબલાના તાલ અને મેંદીથી રંગેલી પાનીઓ અને ઝાંઝરના ઝણકારના સૂર ગસ લેતા હોય છે

બીજાઓને જે રીતે એવો સાદ ગમે છે તે રીતે રતિલાલને એ જીંદગીનો સાદ ગમ્યો ! તેણે એ સાદ સાંભળ્યો ! આવકાર્યો યે ખરો !—પદ્માને, ન્હાનકડા અશોકને અને કોકિલાને ભૂલી જઇને.

આ રસ્તા પરથી સંભળાયેલા સાદને આવકારતાની સાથે જ તેણે ઉંચુ જોયું ! જલદ રોશની નીચે બેઠેલી એક ઓરતને એણે

જોઇ. 'પફ-પાવડર' ને 'લીપસ્ટીક'થી અને મેલી પણ સુંદર દેખાતી ખૂબ જ જરીયાન લેસના મોટા પટ્ટાવાળી સાડીથી એણે ગતના ઠસ્સાને બહેલાવ્યો હતો આંખોમાં કાળી મેશ કરતાં ગતના ગુલાબી નશાના સુરમાને આંજીને એણે ખુબસુરતી પર ઓપ ચઢાવ્યો હતો આમ તેણે એના જોબનની શમા જલતી રાખી હતી!

રતિલાલે એના નયન જોયાં!...અને તેને પેલુ ગીત ફરી યાદ આવ્યું:

'હાંરે સૈયા! લગી તેરી નઝરીયા!...કાતીલ નઝરીયા?'

'આહ! એ કાતિલ નઝરીયાંથી શા માટે કપાઇ ન મરવું? શા માટે ઘાયલ ન થવુ?...કેટલી મઝા આવે?' રતિલાલે પહેલીજ વાર વેદીયાગીરીને વિદાય આપી!

બધુ મનોબળ એકઠું કરીને, ગમે તેમ કરીને રતિલાલે પેલી બારીમાં બેઠેલી ઓરતને બરાબર જોઇ લીધી: અને આંખના પલકારામાં એણે એ ઓરતના ઘરના દાદરને પકડી લીધો!

પાનની પીચકારીઓથી ભરેલા જૂના દાદરના પગથીયાના ખૂણાઓ, દાદરના ઉપલા પગથીયાંના કઠોડા પર ઉભેલી 'બીર' અને એવા બીજા શરાબની ખુશ્બુએ શાંતિલાલને 'આવકાર' આપ્યો! પણ પેલી સ્ત્રી ક્યા હતી?..દાદર ચઢીને ઉપર આવ્યો ત્યા નોકર આયા જેવી એક અણઘડ અને કદરૂપી સ્ત્રીએ-ઘાટણે એને કહ્યુ, 'આઇએ શેઠ? યહાં આઇએ!'

એ અંદર ગયો! એ જ તે સ્ત્રી હતી! એ જ તે ઓરત હતી! સ્હામે જ એક પલંગ વધુ પડતા શણગારથી-ગંદી રીતે શોભતો હતો! વચ્ચે એક ટીપાઇ અને તેની આસપાસ બે ચાર ખુરશીઓ પડી હતી.

ખૂણામા જૂના જમાનાનુ ' સુડીવાળુ ' ગ્રામોફોન પડ્યું હતુ ' પલંગ જે દિવાલની અડોઅડ હતો તે દિવાલ પર પુરૂષની લાગણીઓને ઉશ્કેરે એવાં ચિત્રો હતા–જાપાની સ્ત્રી સ્નાન કરતી હતીઃ એક નગ્ન સ્ત્રી એક બગલાની પાંખમા પોતાની નગ્નતા છૂપાવવા મથતી હતી '...રતિલાલે એ બધુ જોયું અને પછી પેલી ઓરતના ચ્હેરા તરફ નજર ફેંકી.

' આઇયે શેઠજી !' ઓરતે હંમેશનુ આવકારદાયક વાકય ફેંકયુ. રતિલાલે પોતાની આખો 'ઠીક' કરવા યત્ન કર્યો ' એ ઓરત જવાન હતી કે જવાની એને છોડી જવાની ધમકી આપતી હતી એટલા માટે જ એણે કસી કસીને બાધેલુ યૌવન નાસી જવા થોડુ ક બહાર ડોકીયુ કરી રહ્યુ હતુ ' રતિલાલે આખોને અટકાવી તો યે તે ત્યા ઠરી ધ્રૂજતે હૈયે એ ખુરશી પર બેઠો પેલી સ્ત્રીએ પાછળથી આવી ગળે હાથ નાખ્યો–અને પછી છણકો કરી એની રહામે આવી ઉભી રહી

' ક્યા સોચતે હો ? આરામસે બયઠોના !'

રતિલાલે વિચાર્યું કે આ ઓરત બીજી ઓરતો કરતાં કેટલી 'મીઠી' ને 'માયાળુ' છે ? કેટલી સલુકાઇવાળી છે '...કેટલી 'સભ્ય' છે ? એણે પુસ્તકોમા વાચ્યુ હતુ કે આવી સ્ત્રીઓ, વેશ્યાઓ ઘણી ય બદમાશ, નીચ અને લુચ્ચી હોય છે ' પણ એ વાતને એનો અત્યારનો અનુભવ જૂઠી ઠરાવતો હતો.

...એણે ગજવું તપાસી જોયુ : પાકીટ બહાર કાઢીને નહિં પણ મનને ખીસ્સામા મોકલીને.

રતિલાલને તેના જીવનમાં પહેલી જ વાર કોઇક ' શેઠજી ' ' માલીક ' તરીકે સંબોધી રહ્યુ હતુ–પણ એ તો કેટલુ દંભભર્યું, કેટલું પોકળ, કેટલુ છીછરૂ અને લાગણીવિહોણુ હતુ ? ...પણ એ

તો બધુ લેખકો માટે જ ! ...રતિલાલના હૃદયને તો એમા સચ્ચાઈ દેખાઈ: પછી ભલે એ ઓરતનો ઇરાદો જુદો જ હોય

'કહાંકી રહેનેવાલી ?' રતિલાલે હિંમત કરી પૂછ્યુ

'સાબ કાશ્મીરકી ?'

'કયા ? કાશ્મીરકી ? . તો યહા કયસે આઈ ?

'જનાબ ! ...પેશા...'

'હા; યે પેશા તુમને કિસ લિયે શરૂ કીયા ?'

'જનાબ ! મેરે પાસ બડે બડે લોગ આ ચૂકે હૈ–મયને બડી બડી શરાફત કી બાતે સૂની હય...લેકિન...! જાને દો . ! ! મે જાનતી હું ખૂબખૂબ ! યે સબ હય પેટકે લિયે !

'લેકિન...તુ ..તુમ દૂસરા ધંધા ભી કર સકતી હો '

'જનાબ એક વખત જો યે રાહ પર આ ગઈ તો મય દૂસરે રાહ પર કભી નહિ જા સકતી ! મંયને ખૂબ સોચા હૈ ! બહૂત કુચ્છ સમઝા હૈ ! બાતે બતાને જીતના વો આસાન નહિ હય ! ખયર જાને દો !

રતિલાલે આ ઓરતની જીદગી પ્રત્યેની એક જાતની નિર્મોહિતા એક પ્રકારની લાગણીવિહોણી દોસ્તી અને જીદગી પર દયા કે તરસ ન ખાવાની એક જાતની ઘેલી ઉદારતા જોઈ–બરાબર જોઇ !

એના શરીરે પરસેવો વળ્યો હતો !...એનુ મો લાલ–લાલ થઇ ગયું હતુ !

"જનાબ ! પખા છોડુ ?'

જૂના વિજળીક પંખાને સ્વીચ મળવાથી ગતિ આવી.

'કાં એમા શું થયુ'?'

'પણ નાહક પૈસા બગાડયા'

'એથી મને ફાયદો થયો! રોજ રોજનાં દુઃખ મ્હારાથી સહન નથી થતાં! પદ્માને હું જરૂર ચાહું છુ. અશોક...કોકિલા શું મ્હારા સંતાનો નથી? પણ ત્યાં તો મ્હને વધુ દુઃખ થાય છે.

'તુ કાયર છો! જીવનની વાસ્તવિકતાનો રહામનો કરવાની ત્હારામાં તાકાત નથી...એટલે...'

ભલે એ કાયરતાને લીધે હું ત્યાં ગયો!...ભલે એ કાયરતા મ્હારા દિલમા વસી? એવી કાયરતા અમર રહો'...એ કાયરતાએ મ્હને જીવતો રાખ્યો; નહિતર હુ આવતી કાલના અખબારોની ખબરમા એક સરસ બનાવ તરિકે રજુ થાત...'બેકારીને લીધે, કૌટુમ્બિક કગાલીયતને લીધે એક યુવાને પીધેલું ઝેર!' આવા 'હેડીંગ' હેઠળ દુનિયા બધી મ્હારા આપઘાતના ખબર વાંચત!

પણ આવો નાહકનો પોકળ આભાસ, આવી છેતરપીંડી આવી સંતાકુકડીની રમત કયા સુધી?

'જયા સુધી શાંતિ અને સુખ ન મળે ત્યા સુધી મ્હારા જેવાઓ માટે આ જ છે.. તુ તો વેદીયો છે! બધ કર ત્હારો નીતિ અનીતિનો લવારો.

એ ખૂબ દૂર નીકળી આવ્યો હતો...પછી ટ્રામમા યે બેસી ચુકયો હતો! ટ્રેઇનમાથી ઉતરીને પોતાના ઘરની ઓસરીમાં જયારે તે આવી પહોંચ્યો ત્યારે અધારા ખૂણામાથી કુતરાઓ ભસતા ભસતા તેની સામે આવ્યા.

તેણે પોતાના ઘરનુ કમાડ ખખડાવ્યું. અંદરથી કંઈ જવાબ જડયો નહિ. એણે જોરથી ધક્કો માર્યો! બારણું ઉઘડી ગયું'

એક ખાટલા પર તેની સ્ત્રી પ્રાણવિહીન દેહ સાથે નિશ્ચેતન પડી હતી ! પાસેની ચોકડીમાં રહવારનો એઠવાડ એમનોએમ પડ્યો હતો ! બે ઉંદરોએ પોતાનું રાત્રિ ભોજન શરૂ કર્યું હતું

પદ્માના ચૈતનહીન દેહની પાસે જ અશોક સૂતો હતો...પણ થોડી જ પળો વીતી નહિ હોય ત્યાં તો કોકિલા જાગી ઉઠી ! એણે એનું કારમું રૂદન શરૂ કર્યું ...અશોકે એમાં સાદ પૂરાવ્યો !

રતિલાલે બારણું ખોલી નાખ્યું 'જરા હવા તો આવવા દો !' એ બબડ્યો.



